

અમર ગ્રંથમાળાનો મણકો બીજો.

# કન્યાવિક્રય

અથવા

# માબાપનું મહાપાપ.

રચનાર,

વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ.

પ્રકટ કરનાર,

રણછોડદાસ પરમાનંદદાસ મહેતા.

પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦.

સંવત્ ૧૯૭૦. સન ૧૯૧૪.

કિંમત ૧૨ આના.

---

આ પુસ્તક મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર બેઠી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે. એન સેલર પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસે છાપ્યું છે. અને મુંબઈ ૨૩૬-૨૪૮ નાગદેવી સ્ટ્રીટમાં રણછોડદાસ પરમાનંદદાસ મહેતાએ પ્રગટ કર્યું છે.

---

આ પુસ્તક નીચે લખેલ ઠેકાણેથી મળી શકશે.

**વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ.**

મિન્ટરોડ, કોટ, મુંબઇ.

**આર. પી. મહેતા.**

નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.

આ શિવાય જાણીતા બુકસેલરો પાસેથી પણ મળશે.

# અર્પણ પત્ર.

આપણા આ ભરતખંડ જેવા પવિત્ર દેશમાં
કન્યાવિક્રયરૂપી જે મહાપાપ પેઠું છે તેનો
સમૂળ નાશ કરવા માટે જે સદ્‌ગૃહસ્થો
અગર સન્નારીઓ તન, મન
કિંવા ધન વડે યત્ન કરે છે
તેમને આ પુસ્તક હું
પ્રેમપૂર્વક અર્પણ
કરૂં છું.

તા. ૧-૧-૧૪.
મુંબઇ.

કર્તા.

# मंगलाचरण.

[ કલ્યાણ, બિલાવળ, કન્હરા, આશા, પિલુ, માલકોશ ઇત્યાદિ અનેક રાગોમાં ચાલે છે.]

નાથ! સુણો આ વિનતિ અમારી, આશા અમને એક તમારી–નાથ!
વિપ્ર વણિક લે ધન કન્યાનું, કરે પાપ એ કેવળ છાનું;
અન્ય જ્ઞાતિ પણ છાંડે નીતિ, લોભ ત્યજાવે પ્રેમ, પ્રતીતિ! નાથ!
બાળકડી બૂઢ્ઢાને દ્વારે, જન્મારો નિજ જઇને હારે;
અનેક અથવા થાય કજોડાં, કલેશ, દ્વેષના વેષ ન થોડા! નાથ!
ઉચ્ચ વર્ણમાં જોઉં ભવાડા, કોળી નાળીના જ્યમ વાડા!
બાર ચૌદની રાંડી બેસે, ત્યજી સર્વ સુખ ખૂણે પેસે! નાથ!
બુદ્ધિ—વિધાતા થઇ બહુ વાંકી, નિર્દયતાની રહે ન બાકી;
તનુજાના શત્રુ જે લોકો, કેમ શમાવે તે પર શોકો? નાથ!
દેવભૂમિનું રૂપ બગાડે, વિમલવંશને એબ લગાડે;
જરા જુએ નવ હિત દીકરીનું, હૃદય આસુરી થાય ન ભીનું! નાથ!
અનર્થ આ સત્વર અટકાવો, અંધ તણી આંખો ઉઘડાવો;
સમર્થ છો પ્રભુ સઘળી રીતે, ભવ્ય કરો ભૂ આ અતિ પ્રીતે–નાથ!



## કન્યા વેચનારને.

સોરઠી—

ખળ! કન્યા વિક્રય કર મા, લવ ભરણું પાપનું ભર મા રે–ખળ!
કન્યા કરતાં વ્હાલ ધરે કાં? મૃગજલ જેવા જરમાં!
એ જરથી તુજ, તારા કુળનું, અનિષ્ટ છે આખરમાં રે! ખળ!
પાનખરે જ્યમ નથી રહેતી, પ્રભા લેશ તરૂવરમાં;
પુત્રીના પૈસાના પગથી, થશે એમ તુજ ઘરમાં રે! ખળ!
પેટ ભરાતું હોય નહીં તો, ફોડ, તરત દિલ કર મા;
અગર વૈતરૂ કરી ભરી લે, અવળું પણ આદર મા રે! ખળ!
પરવશ નિજ પુત્રીને મારી, મોત વગર તું મર મા,
ગાય અને પુત્રી બે એકજ. કદિ સુખ તેનું હર મા રે— ખળ!
વદે શ્યામસુત, વિરૂદ્ધ વર્તન, નર દેહે આચર મા;
એવું આચરવાથી બળશે, જરૂર તું વાનરમાં રે! ખળ!

# પ્રસ્તાવના.

આ પુસ્તક લખવાનુ મુખ્ય પ્રયોજન જો કે જણાવવાની જરૂર રહેતી નથી, કારણ એ તો એના નામથી તથા તેની અંદરના અથેતિ લખાયલા લેખથીજ પ્રત્યક્ષ જણાઇ આવે તેમ છે; તોપણ થોડુંક તેનું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા મને દેખાય છે. કન્યાવિક્રય જેવા હડહડતા પાપની સામે મ્હારો તિરસ્કાર આ કાંઇ નવો નથી. લગભગ દશ વર્ષ પહેલા એ વિષેની મ્હારા મનમાં તીવ્ર લાગણીઓનો ઉદ્ભવ થવા પામ્યો હતો અને તે લાગણીઓનો ઉભરો મ્હારા લેખો, કાવ્યો તથા ભાષણો દ્વારા હું હરહમેશ બતાવતોજ રહ્યો છુ. વિક્રમ સંવત ૧૯૬૧ ની સાલમાં આ પ્રકારની લાગણીઓને આધારે મે **પાપી પિતાને પનારે પડેલી** પ્રેમકોર આ નામનુ એક ત્રિઅંકી નાટક કે જે આશરે આ પુસ્તકના કદ કરતાં સવાયુ છે તે બહાર પાડયુ હતુ. આ પુસ્તક ઘણું લોકપ્રિય થઈ પડયું છે અને તેની પહેલી આવૃત્તિની તમામ નકલો સપાટાબધ ખપી ગઇ છે. કામના કેટલાક દબાણને લીધે જો કે તેની બીજી આવૃત્તિ હુ અદ્યાપિ પ્રકટ કરી શકયો નથી; પરન્તુ તેની માગણી હજી ચાલુજ છે અને તેથી તે ફરી પ્રસિદ્ધ કરવાનો તૈયારીમાં છુ.

અમારી દશા સોરઠિયા વણિક જ્ઞાતિના **શેઠ અમરચંદ માધવજી** કે જેઓ કાઠિયાવાડમાં આવેલા કુંતલપુર (કુતિયાણા)ના વતની છે અને જેઓ પોતાના ધંધા રોજગારના કારણથી લાંબા વખત થયા મુંબઇમા રહે છે તેઓ તથા એમના વડા પુત્ર **અમૃતલાલ અમરચદ** જ્ઞાતિહિતને માટે પ્રથમથીજ ઘણો સારો ઉત્સાહ બતાવતા આવ્યા છે. એમણે સ્વજ્ઞાતિની ભવિષ્યની પ્રજાના ઉદયને અર્થે સુમારે રૂપીઆ ત્રીશ હજાર આપી મુંબઇમાં એક બાળરક્ષક વિદ્યાલય તો ક્યારનું સ્થાપન કર્યું છે, પરન્તુ તે ઉપરાંત એક બીજા બાળરક્ષક વિદ્યાલયની રાજકોટમાં સ્થાપન કરવાની જરૂર જણાયાથી તેમણે બીજી રૂપીઆ સાઠ હજારની રકમ પણ કહાડી આપી હતી. વિક્રમ સંવત્ ૧૯૬૯ ના કાર્તિક માસની શુકલ પક્ષની એકાદશી (દેવદીવાળી)ને દિવસે રાજકોટમા આ શુભ કાર્યનો સમારંભ કર-

વામાં આવ્યો હતો અને તે સમયે અમારી જ્ઞાતિના દરેક ગામના આગેવાનો ખાસ આમંત્રણને યોગે ત્યાં આવ્યા હતા આ પ્રસંગે મજકુર શેઠ અમરચંદ માધવજીના આગ્રહથી કન્યાવિક્રયનો પ્રશ્ન પણ હાથ ધરવામાં આવ્યો હતો અને અમારી જ્ઞાતિના મુંબઈવાળા શેઠ પુરૂષોતમ કહાનજીના પ્રમુખપણા તળે તેના નિષેધને અર્થે જ્ઞાતિબન્ધુઓની વચ્ચે મારા મુખથી એક ભાષણ પણ કરાવવામાં આવ્યુ હતું અને તેની ઘણી સારી અસર થઈ હતી; પરન્તુ આટલેથીજ મે મારૂં આ કર્તવ્ય પૂરૂ થયલું માન્યું નહોતુ અને તેને માટે વધારે પ્રયત્ન કરવાની જરૂર મને પ્રત્યક્ષ જણાઈ આવી હતી. આ સબબને લીધે એજ વર્ષમાં મ્હારા મનમાં એક વિચાર એવો આવ્યો કે આ વિષયના સંબંધમાં મ્હારે યોગ્ય ઠેકાણે અમુક પદ્યોની યોજના કરી નિબંધના આકારમાં સચોટ દાખલા તથા દલીલોની સાથે એક લાંબો લેખ લખવો અને તેની અંદર શાસ્ત્ર, અંતઃકરણ, અનુભવ તથા યુકિતનો ઉપયોગ કરવો આ ગ્રંથ તે વિચારનુંજ પરિણામ છે. લેખ કેટલે દરજ્જે સફળ થયો છે તેની કસોટી તો વિવેકી વાચકોથીજ થઈ શકે, તોપણ મ્હારે એટલું તો કહેવું જોઈએ કે જે લેખ લખવામાં આવેલ છે તેને વિજયવંત બનાવવા માટે મ્હારાથી જેટલું બની શકયું તેટલું હું કરી ચૂકયો છુ.

ઇન્સાફની ખાતર મ્હારે આ વાત પણ પ્રકાશમા લાવવી જોઈએ કે, 'કપોળમિત્ર' ચોપાનિયાના ઉત્સાહી અધિપતિ શા પ્રભુદાસ લાધાભાઇ આદી કે જેઓ પોતાની લોકોપયોગી પ્રવૃત્તિને લીધે થોડા સમયમા ઘણા ઝળકી ઉઠયા છે તેઓએ કન્યાવિક્રયની સામે ગત વર્ષમાં મુંબઇની અંદર ઉપાડેલી જબરી લડતને લીધે આ વિષયને વધારે પુષ્ટ કરવાનુ મને ઉત્તેજન મળી ગયું હતું કે જેથી હુ તેમનો ખરા અંતઃકરણથી આભાર માનુ છુ

આ શિવાય મ્હારે એક આ વાત પણ જણાવવી અવશ્યની છે અને તે એ છે કે, આ પુસ્તક લખાઈને તૈયાર તો થઈ ગયું હતુ; પરન્તુ જો મને મિ. રણછોડદાસ પરમાનંદદાસ નામના એક કપોળજ્ઞાતિના ઉમંગી યુવક કે જેનું નામ આ પુસ્તકના પ્રસિદ્ધકર્તા તરીકે મુખપૃષ્ઠ પર આપવામાં આવેલું છે અને જે મ્હારી પ્રતિકૃતિની સામેજ બેઠેલા છે તે મળ્યા નહિ હોત તો તે આટલું વહેલુ પ્રસિદ્ધિમા આવત કે નહિ, તેને

માટે મને શક છે. આ મિ. રણછોડદાસનું જો કે ઉગતું વય છે, પરન્તુ તેમના વિચારો લોકલાગણીવાળા માણસના સ્વભાવની જોડે મળતા થાય તેવા છે અને વધારે ખુશી થવા જેવું તો એજ છે કે એમના પિતાશ્રી પણ એમના આ પુત્રને આવા ઉત્તમ કાર્યમા ભાગ લેતો જોવાને આતુર છે, એટલુંજ નહિ પરન્તુ પોતે પણ આવી રીતના યોગ્ય સુધારાને બનતું અનુમોદન આપે એવા છે.

આ પુસ્તકની અંદર કન્યાવિક્રયને લગતા જે બે ચિત્રો આપવામાં આવેલ છે તે ચિત્રોનું સાધન **મેસર્સ મેઘજી હીરજીની કંપની** તરફથી પ્રાપ્ત થયેલ છે તેથી તેમનો હું અત્રે ઉપકાર માનું તો તે બનવાજોગ છે.

છેલ્લે હુ આશા રાખુ છું કે જે જે જ્ઞાતિમાં આ પ્રકારનો અનર્થકારક સળો પેઠો છે તે સળાને દૂર કરવા તે તે જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓ જો આ પુસ્તકની સામટી પ્રતો ખરીદ કરી તેની પોતાની જ્ઞાતિમાં લ્હાણી કરશે તો તેમને મહદ્ પુણ્યનો લાભ મળશે અને કેટલાક અંશમાં ઇચ્છિત ફળનો પરિપાક સમય પરત્વે આવશે

કર્તા.

# આ પુસ્તક માટે કેટલાક મળેલા અભિપ્રાયો.

## શ્રી કરવીર પીઠાધીશ્વર જગદ્ગુરૂ શ્રી વિદ્યાશંકર ભારતી સ્વામિ શ્રી શંકરાચાર્યજીનો અભિપ્રાય.

श्रीगुरुर्भक्तिपरायणेषु सकलशिष्यवृन्देषु कल्याणाभिवर्धकाशी:पुर.सर अभिनदन-पत्रमिद समुल्लसतुतराम

श्रीगुरुभक्तिपरायण वैद्यकवि दुर्लभश्याम ध्रुव पडितेन विरचित कन्याविक्रय निषेधनिर्णायक पुस्तक साग्रमवलोक्य प्रहृष्ट नश्चेतसा । तत्रहि ग्रथकृता कन्याविक्रय-निषधप्रतिपादकाना मन्वादिस्मृतिवाक्यानां तथाच कन्याविक्रयकरणादैहिकामुष्मिक-निखिलानर्थजनकपातकप्रदर्शकवाक्याना प्रदर्शनात् सर्वलोकमनस: कन्याविक्रयादुपरतिर्यथा भवति तथा साटोप प्रतिपादित तेनचाय निबधो धर्मपरायणानां सर्वेषा प्रियतरो धर्ममार्गप्रवर्तकश्च भाविष्यतीति सिद्धमेव । अत. सर्वैर्धर्मपरायणैरेतत्पुस्तकसग्रहेण ग्रथकर्तु. श्रमसाफल्यमवश्य विधेयमित्याशास्महे.

आषाढ शुक्ल ३ शके १८३५ प्रमादीनामसवत्सरे.

वास्तव्य मुबापुर्याम्. **महानुशासनं वरीवर्ति**

અર્થ:—

શ્રી ગુરૂભકિતપરાયણ અંતકરણવાળા સર્વ શિષ્ય મંડળને કલ્યાણની અભિવૃદ્ધિ કરનારા આશીર્વાદ પૂર્વક આ અભિનંદન પત્ર દ્વારા સૂચના કરવામાં આવે છે કે:—

શ્રી ગુરૂભકિતપરાયણ વૈદ્યકવિ દુર્લભ શ્યામજી ધ્રુવ નામના પંડિતે કન્યાવિક્રય નિષેધનુ જે પુસ્તક રચ્યુ છે તે વાંચીને અમારૂં મન અત્યંત પ્રસન્ન થયું છે ગ્રથકર્તાએ એ ગ્રથમાં કન્યાવિક્રયનો નિષેધ કરનારાં મનુ વગેરે સ્મૃતિનાં વાકયો ટાંકી બતાવ્યાં છે તથા કન્યાનો વિક્રય કરવાથી લૌકિક તથા પારલૌકિક અનર્થ ઉપજાવનારાં પાતકોને માટે પણ પ્રમાણ વચનો ટાંકી બતાવ્યા છે અને સર્વે લોકોનું

મન કન્યાવિક્રય કરવાથી અટકી જાય તે પ્રમાણે અતિ પ્રબળપણે પોતાના વિષયને પ્રતિપાદન કર્યો છે; માટે આ નિબંધ ધર્મપરાયણ એવા સર્વે લોકોને અત્યંત પ્રિય થઇ પડશે તથા ધર્મના માર્ગનો પ્રવર્તક થઇ પડશે એ વાત સિદ્ધજ છે એટલા માટે સર્વ ધર્મપરાયણોએ તેમનું પુસ્તક ખરીદ કરીને ગ્રંથકર્તાના પરિશ્રમને અવશ્ય સફળ કરવો જોઈએ એવી અમે આશા રાખીએ છીએ. આશાઢ શુદિ ૩ શકે ૧૮૩૫ પ્રમાદી નામ સવત્સર ( શ્રીની સવારી મુંબઇ) તેમના મહા આજ્ઞા સર્વોપરિ વર્તે છે.

---

## નિ. શાસ્ત્ર નિ. વ્યાખ્યાન વાચસ્પતિ મહારાજ શ્રી આત્મસ્વરૂપજીનો અભિપ્રાય.

ૐ

**नमोऽन्तर्य्यामिणे ।**

लोकोत्तरपवित्रचरित्र चित्रितान्तःकरणैर्वैद्यराज कवि दुर्लभ श्यामजी ध्रुव महानुभावैश्चिर महता परिश्रमेणातीव दुःसहमासविक्रयतुल्य कन्या विक्रय रुप सर्वथा धर्मशास्त्रनिषिद्ध दुष्कृत्यानुष्टानधुरधर निर्घृण निर्लज्ज निश्शङ्कार महमिका प्रवृत्तिनिरोधाय विरचितेन ( कन्याविक्रय अथवा माबापनु महापाप ) नामकेन ग्रथेन सभाव्यमानाम् भारतीयलोकोपकृतिं पर्य्यालोच्य ससभ्रम सोल्लासहास सकौतुकम् कृतज्ञतां प्रकटय्यामुष्य ग्रन्थकृतो महोदारचरितस्याभिष्टार्थसिद्धिं भगवान् कल्पतामिति प्रार्थयते कश्चिदुदासीन आत्मस्वरूप.

### સર્વવ્યાપક પરમાત્માને નમસ્કાર.

અલૌકિક તથા શુદ્ધ અને પવિત્ર અંતઃકરણવાળા મહોદય વૈદ્ય વર્ગમાં સૌથી ઉત્તમ કવિ દુર્લભ શ્યામજી ધ્રુવે ઘણા વખતથી મ્હોટો પરિશ્રમ ઉઠાવીને ધર્મશાસ્ત્રકારોએ ઘણોજ નિંદિત ગણેલો માંસ વિક્રય, તેના કરતાં પણ અત્યંત નિંદનીય કન્યાવિક્રય; તે કાર્ય કરવામાં કેટલાક આગળ પડતા નિર્લજ્જ પુરૂષોની પ્રવૃત્તિ અટકાવવા માટે ( કન્યાવિક્રય અથવા માબાપનું મહાપાપ ) આવા નામનો વખાણવા લાયક ભારતભૂમિના સન્તાનોના ઉપકાર અર્થે ખાસ લક્ષ આપીને

જે ગ્રંથ લખ્યો છે તે ગ્રંથના રચનાર તે ઉદાર ચરિત્ર વાળાની ઇચ્છિત મનોરથ કામના ઇશ્વર પરિપૂર્ણ કરો એવી પ્રાર્થના ઉદાસીન સાધુ આત્મસ્વરૂપ કરે છે.

---

## જૈનમુનિ શ્રી વલ્લભવિજય મહારાજનો અભિપ્રાય.

ॐ नमः श्रीपरमात्मने.

मुबई—लालबाग—ता० २७—११—१३.

वैद्यकवि दुर्लभ श्याम ध्रुव योग्य धर्मलाभके साथ मालूम होवे. आपका भेजा "कन्याबिक्रय" अथवा "माबापनु महापाप" इस नामका पुस्तक मिला आद्योपात देखनेसे मालूम होता हैं कि आजकल कन्याबिक्रयके महा नीच कार्यको करनेकी इच्छावाला शख्स यदि एक दफा सच्चे दिलसे इसको पढे तो एकदम उसकी बुद्धि पलटा खाये बिना न रहेगी कन्याविक्रय ऐसा अधम काम है कि जिसका धर्मशास्त्र तो क्या मगर एक अदनासे अदना आदमी भी जाहिरमें धिक्कार दिये बिना नहि रह सकता. जिनोने "अहिंसा परमो धर्म" इस महा वाक्यको मान दिया है उनका तो इस अधम कार्य की तर्फ अवस्यही तिरस्कार होना चाहिये. ऐसी हालत में भी अगर वो ख्याल न करें तो उनको नरपशुके सिवाय अन्य कोई उपमा नहि दी जा सकती. क्यों कि पशुके समान वो भी विवेकशुन्य है.

आपकी इस किताबके देखने से आपका उच्च आशय जाहिर हो जाता है और ऐसे पतितोद्धार के काममें परिश्रम करना धन्यबाद के योग्य ही होता है. जैसा इस किताब से कन्याबिक्रय करनेवाला धिक्कारका पात्र सिद्ध होता है बैसे ही कन्याविक्रय ( कन्या खरीद ) करने वालेको भी धिक्कारका पात्र सिद्ध करके दिखलाया गया है सोभी जरूरत है, क्यों कि कन्याबिक्रयकी तेजी करानेवाले कन्या खरीदनेवाले ही हैं. यदि खरीददार न हो तो बेचनेवाला किसको देवें ?

यदि धनाढ्य लोग इस किताबको और अन्यभी ऐसी किताबों को घरघरमें मुफत वितीर्ण करनेका उद्यम करे तो उनके धनका सद्व्यय होते हुए इस बदीका बहुत ही जलदी नाश हो जावे.

## શાસ્ત્રી હંસરાજશર્મા પંચનદીયનો અભિપ્રાય.

ॐ

बम्बई, २८-११-१३.

मेरे स्वदशबन्धु वैद्यकवि दुर्लभदास ध्रुवजी, आशीरस्तु.

आपकी प्रशस्त लेखिनीसे निकली हुई "कन्याबिक्रय अथवा माबापनु महापाप" नामकी गुजराती भाषाकी किताब मुक्त कठसे प्रशसा करने योग्य है. पुस्तककी लेखन पद्धति और विचार पूर्णताको देखकर आपको सहस्रशः धन्यवाद दिये बिना नहि रहा जाता.

वर्तमान समयमें ऐसे पुस्तकोंकी बडी भारी आवश्यकता है. इस पुस्तक के प्रचारसे भारतका प्रतिदिन अधःपतन करनेवाले कन्याविक्रयरूप अनर्थके रुकनेकी बहुतसी सभावना है. यद्यपि यह पुस्तक प्रत्येक मनुष्यके लिये सुवाच्य है तथापि कन्याविक्रयसे भारतका मुख उज्वल करनेवाले महाशय तो इसका अवश्य पाठ करें !

विचारसे देखा जाय तो कन्याविक्रयरूप अनर्थके मूल कारण विषयलोलुप धनिक पुरुषही है वे यदि साठ २ बर्षकी आयुमे बराबरका धन देकर दश २ बारह २ बर्षकी कन्यायोंको सदैवके लिये दु.खिनी बनानेके लिये न खरीदें तो वह घोर पाप कहासे हो ? आपने कन्या खरीदने वालोंकी भी धार्मिकता और देशोपकारताका चित्र जनसमाजमें सच्चाई और निर्भयतासे इस पुस्तकमे जो पदर्शित किया वह औरभी अधिक प्रशसनीय है.

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાળાના અધ્યાપક શ્રીમાન્ શાસ્ત્રી નરહરિશર્મા વિષ્ણુ ગાડસેનો અભિપ્રાય.

પીકેટરોડ, કાલકાદેવી;
ભાટિયા-મહાજનવાડી, મુંબઇ
તા. ૨૬-૧૧-૧૩.

વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવના નામથી ગુર્જરભાષાનો ભાગ્યેજ કોઇ જ્ઞાતા અજાણ્યો હશે. હમણાં એમણે "કન્યાવિક્રય અથવા માબાપનું મહાપાપ" એ નામનો જે ગદ્યપદ્યાત્મક નિબંધ લખેલ છે તે નિબંધ, કન્યાવિક્રય કરનારા તથા નહિ કરનારા એમ બેઉ વર્ગને વાંચવા યોગ્ય છે. એમા કન્યાવિક્રયરૂપી મહાપાપના નિષેધને અર્થે મનુ આદિ મહર્ષિયોએ રચેલા સ્મૃતિ ગ્રંથોમાંથી જે પ્રમાણો

લેવામાં આવેલ છે અને તેને લાગુ પડે એવા જે દૃષ્ટાન્તો આપવામા આવેલ છે તથા એ કાર્ય કરવાથી ઉત્પન્ન થતા જે અનર્થો દેખાડવામાં આવેલ છે તે દરેક સ્રી અગર પુરૂષને વારંવાર મનન કરવા જેવા છે કન્યાવિક્રય એ મહાપાપજ છે અને તે શાસ્ત્ર તથા અંતઃકરણથી અતિ નિંદિત છે આ દેશની જે અવનતિ હાલ જણાય છે તેમાં આ પાપ પણ કારણભૂત છે. જો શ્રીમાનો આ પાપનો નાશ કરવા માટે આ પુસ્તકની સામટી પ્રતો ખરીદ કરી જે જે જ્ઞાતિમાં કન્યાવિક્રય હોય તે તે જ્ઞાતિમા તેની લ્હાણી કરશે તો તેઓ અવશ્ય મહાપુણ્યના ભાગી થશે તથા દ્રવ્યલોભી માતા પિતા અથવા કોઈ એવા વાળીના લોભપાશમા ફસેલી નિર્દોષ કન્યાનો આશીર્વાદ મેળવશે.

---

## સર વસનજી ત્રીકમજી નાઈટનો અભિપ્રાય

મુંબઇ, મલબારહીલ.

તા ૧૯ મી નવેમ્બર ૧૯૧૩

રા. વૈદ્યકવિ દુર્લભજી શ્યામજી ધ્રુવ જોગઃ —

મુ. મુંબઈ

વિશેષ લખવા પ્રયોજનકે, આપનો તા. ૧૩ મીનો પત્ર મને મળ્યો છે આપે "કન્યાવિક્રય અથવા માબાપનું મહાપાપ" એ વિષય ઉપર લખેલા નિબંધના પ્રુફશીટો મે વાચ્યાં જોયા છે. નિબંધ સારીરીતે લખાયલો છે આપનો એ ક્ષેત્રમાં પ્રયાસ સ્તુત્ય છે. આશા છે કે આપના આ પ્રયાસનો લાભ આર્યબન્ધુઓને મળે અને તેના મિષ્ટફળો પ્રાપ્ત થઇ દેશોન્નતિ થાય. છેવટ જણાવવાનુ કે આપના આ શુભ પ્રયાસની હું પૂર્ણ ફતેહ ઈચ્છુ છું

---

## સર જગમોહનદાસ વરજીવનદાસ નાઈટના ધર્મપત્ની લેડી લક્ષ્મીબાઈનો અભિપ્રાય.

વેસ્ટફીલ્ડ, વારડન રોડ,

મુંબઈ, તા. ૨૮-૧૧-૧૩

રા. રા. રણછોડદાસ પરમાનંદદાસ જોગઃ—

મુ. મુંબઇ.

જત, આપનો પત્ર પહોંચ્યો આપે પાઠવેલા પુસ્તક વિષેનો મારો અભિપ્રાય નીચે મુજબ લખી મોકલ્યો છે તે જાણશો.

"કન્યાવિક્રય અથવા માબાપનુ મહાપાપ" આ નામના પુસ્તકના પ્રુફો તેના પ્રકાશક તરફથી મારા અવલોકનાર્થે આવ્યા હતા, જે વાંચવાથી હું એમ કહી શકું છું કે એ પુસ્તક ઉત્તેજનને પાત્ર છે અને આવા પુસ્તકનો ફેલાવો થવાની ખાસ અગત્ય છે; કારણ કે આ પુસ્તકના વાંચવાથી સાધારણ જ્ઞાનવાળા માબાપોને કન્યાવિક્રયનો ત્રાસ સમજાઇ તેના પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થવાનો ખાસ સંભવ છે.

---

## સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કઇનો અભિપ્રાય.

વાલકેશ્વર, બાણગંગા.

તા ૫ મી ડીસેમ્બર ૧૯૧૩.

ધર્મશાસ્ત્રોની અજ્ઞાનતાવડે હિન્દુસંસાર ઉપર જે માઠી અસર થઇ પડી છે તેનું પરિણામ હિન્દુસંસારને આઘાત કરનારૂં થઇ પડે એ ખરેખર કમનશીબની વાત છે પુત્રીઓના પૈસા લઇ કન્યાવિક્રયનુ ગંભીર પાપ કરનારા માબાપોને સદ્‌બોધ મળે અને એવા હલકટ, અયોગ્ય અને અનીતિમય કન્યાવિક્રયના પાપના ખાડામા ન પડે તેને માટે જાણીતા વૈદ્યકવિ દુર્લભજી શ્યામજી ધ્રુવે "કન્યાવિક્રય અથવા માબાપનુ મહાપાપ" નામનુ એક ઉપયોગી પુસ્તક રચી પ્રસિદ્ધ કર્યું છે. આ પુસ્તક સ્ત્રીઓને, પુરૂષોને અને બાળાઓને ધ્યાનપૂર્વક વાંચવાની હું ભલામણ કરૂં છું આવા અનુભવી તથા પ્રૌઢ વિચારો ધરાવનારા લેખકોના હાથે લખાતા પુસ્તકોના વાંચનથી અને કેળવણીના ઉત્તમ સંસ્કારોથી ભવિષ્યનું પરિણામ હિતકર થવાનો સંભવ છે જનસમાજમાં જેમાં ખાસ કરીને હિન્દુસંસારમા આ પુસ્તક વધારે ફેલાવો પામે અને પોતાના પ્રાચીનધર્મનુ ખરેખરૂં રહસ્ય સમજી લોભી અને સ્વાર્થી માબાપો કન્યાવિક્રય કરવાની જે પિશાચવૃત્તિ ધરાવે છે તેમાં યોગ્ય સુધારો થાય એજ આ પુસ્તક પ્રગટ કરનારનો શુભ હેતુ જણાય છે હાલના વખતમાં આવા ઉત્તમ પ્રયાસને માટે આ પુસ્તક રચનાર વૈદ્યકવિ દુર્લભજી શ્યામજી ધ્રુવને ખરેખર ધન્યવાદ ઘટે છે.

---

શક્તિની અમૂલ્ય સોનેરી ગોળીઓ.

# આનંદઘન.

એક વખત વાપરવાની શરૂવાત કરીકે શરીરના દરેક નબળા પડી ગયેલા અવયવોને સતેજ બનાવી અદ્ભુત ચમત્કારની સાથે આનંદમાં અજબ વધારો કરે છે અને ફરી નવું જીવન બક્ષે છે.

૪૦ ગોળીની ડબીના રૂપીઆ પાંચ.

---

# દ્રાક્ષારસ.

બાટલીના રૂપીઆ દોઢ.

---

# જીવન.

રતલની બાટલીના રૂપીઆ બે.



# કન્યાવિક્રય

અથવા

# માબાપનું મહાપાપ !

આજકાલ કહેવાતા ઉચ્ચ વર્ણોમાં કન્યાવિક્રયનો ક્રૂર રીવાજ પોતાનો પગપેસારો ઘણા જોરથી કરતો જાય છે અને જો તેને ન્યાત જાતના આગેવાનો તરફથી અટકાવવાનો ખુલ્લા દિલથી આગ્રહપૂર્વક યત્ન નહિ થાય તો તેની હદ કયાં સુધી લંબાશે તે વિષે અત્યારે કાંઇ પણ અનુમાન ઉપર આવી શકાય તેમ નથી અલબત્ત, આટલું તો સર્વ કોઇને સ્વીકારવુ પડશે કે જે સમૂહમા કન્યાવિક્રયનો પેશો વધતો જાય છે તે સમૂહના કેટલાક આગેવાનો તેને અટકાવવા માટે પોતાથી બનતો પ્રયાસ કરે છે, પરન્તુ અફસોસની સાથે કહેવુ પડે છે કે, તે યત્ન સફલ થવાના માર્ગમાં, તે આગેવાનોમાંનાજ કોઇ કોઇ જ્યારે પોતાને એવી ગરજ યા તો જરૂર પડે છે ત્યારે ઉલટા કંટક વેરનારા થઇ પડે છે અને તેથી કન્યાવિક્રય કરનારાને આડકતરૂં ઉત્તેજન મળી જાય છે કે જે ઉત્તેજનજ કન્યાવિક્રયનું મૂળ થઇ પડયુ છે. પ્રાચીન સમયની સ્થિતિનું વિવેચન કદાચ હાલ આપણે છોડી દઇએ તોપણ ચાલી શકે તેમ છે, કારણ એ વખતની રહેણી કરણી અત્યત શુદ્ધ તથા પવિત્ર હતી એવુ ઇતિહાસ ઉપરથી આપણી જોડે વિદેશના વિદ્વાનો પણ માન્ય કરે છે, પરન્તુ અત્યારે જે વિષય હાથ ધરવામા આવ્યો છે તે વિષયના સંબધમાં તો બોલવાનો હમણા થોડા વર્ષો થયાજ પ્રસંગ ઉભો થયો છે.

માત્ર હયાત રહેલા આપણા ઘરડા વરડાઓને પૂછવાથીજ નહિ, પરન્તુ તેની સાથે આપણા અનુભવને આમેજ કરી હજી પણ કહેવાઇ શકાય કે ત્રણ દાયકાની પૂર્વે જે કન્યાવિક્રયનો પ્રચાર હતો તે ઘણોજ ઓછો હતો અને ત્યારપછી તેમાં ક્રમે ક્રમે જે વધારો થવા પામ્યો છે તે અત્યંત ત્રાસદાયક છે. આપણે દંતકથાઓનો આધાર ન લઇએ તોપણ આપણી નજર આગળ કન્યાવિક્રયનો ચાલ એવો અનર્થ ઉપજાવનારો તથા અળખામણો લાગે છે કે તે સંબંધે જેટલું પણ બોલીએ અગર તો લખીએ તેટલું થોડું છે જે દેશના લોકો ધર્મ કર્મના સંબંધમાં ઇતર દેશની પ્રજા કરતાં પોતે ઉંચા દરજ્જાના છે એમ અભિમાનથી કહે છે અને જ્યારે એવો પ્રસંગ ઉભો થાય છે ત્યારે પોતાનું એવું અભિમાન ખરૂં કરવા માટે અનેક દલીલોની સાથે આગલા દાખલા દૃષ્ટાન્તો આપીને વિવાદ કરવા તૈયાર થાય છે તે દેશ ( ભરતખંડ ) ના લોકો હાલ પોતાનામાં શા દોષે ઘર કર્યું છે અને તે દોષ ધર્મ કર્મનો કેવે પ્રકારે ઉચ્છેદ કરનારો છે તે તરફ બિલકુલ ઝાંખીને જોતા પણ નથી !

પક્કો અનુભવ મેળવ્યા પછી આપણા શાસ્ત્રકારો પણ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, આ દુનિયામાં જેટલા અવગુણો હસ્તીમાં છે તેમા **લોભ** સર્વ કરતાં નિંદવા લાયક છે, કેમકે લોભી જેટલે દરજ્જે પાપ કરે છે તેટલે દરજ્જે કોઈપણ પાપ કરતું નથી; તો જો કે કામ, ક્રોધ તથા લોભ એ ત્રણને એક સરખા નરકના દ્વારરૂપ શ્રેષ્ઠ પુરૂષોએ ગણ્યા છે, પરન્તુ આટલુ તો નક્કી છે કે તેમા લોભરૂપી દુર્ગુણનો દરજ્જો સર્વ કરતાં ચડી જાય છે. કામનો અર્થ ઇચ્છા થાય છે અને તે જ્યારે પાર નથી પડતી ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે. બારિક નજરે જોતાં માલુમ પડે છે કે, આપણા શાસ્ત્રકારોએ લોકો સરલતાથી સમજી શકે એટલા માટેજ આમ જૂદી જૂદી વ્યાખ્યા બાંધી આપી છે, પરન્તુ એ ત્રણે પરસ્પર સબધવાળા હોઇ એકનુ પ્રતિપાદન કરવા જતાં બીજાનું પ્રતિપાદન એનીમેળેજ થઇ જાય છે. હાલ કામ તથા ક્રોધને ત્યજી દઈ આપણે લોભનાજ સ્વરૂપને તપાસીએ. ટુંકાગાં કહીએ તો માણસમાં જ્યારે કોઇ પણ પ્રકારનો લોભ ઉત્પન્ન થાય છે ત્યારેજ ઇચ્છા ઉત્પન્ન થાય છે અને એ ઇચ્છાને વિદ્વાનો સહેલાઇથી સમજાવવા માટેજ કામનું નામ આપે છે. **રાજ્યલોભ,**

રૂપલોભ, દ્રવ્યલોભ, કીર્તલોભ ઇત્યાદિ અનેક તરેહના લોભની માત્ર વ્યાખ્યા બાંધીએ તો તેજ વ્યાખ્યામાં કામ, ક્રોધ, મદ તથા મોહનો સમાવેશ થઇ જાય છે. લોભ ઉત્પન્ન થવાના કારણોમાં એ બધા દુર્ગુણોનો આપણે સમાવેશ કરીએ તો તે વાસ્તવિક છે. વ્યવહારમાં પણ એમ ખાસ કહેવાય છે કે, ફલાણો ધનનો લોભી છે, ફલાણો કીર્તિનો લોભી છે, ફલાણો માનનો લોભી છે અને ફલાણો રૂપનો લોભી છે. આથી ઈચ્છાનું મહત્વ ઓછું થતું નથી. દરેક પ્રાણધારીમાં ઇચ્છા તો સ્વાભાવિક રહીજ છે; પરન્તુ શિષ્ટ પુરૂષોએ તેના પણ વર્ગ પાડયા છે. જેમાં સત્વ પ્રધાન હોય તે ઇચ્છા ઉત્તમ મનાય છે અને રાજસ તથા તામસની પ્રધાનતાવાળી ઇચ્છા ક્રમે કરી એકેકથી ઉતરતી છે હાલ રાજસ તથા તામસની પ્રધાનતાવાળી ઈચ્છાનો વિશેષ ઉદ્‌ભવ છે અને તેથી જનસમાજમાં મ્હોટામાં મ્હોટી ખરાબી થતી ચાલી છે.

લોભ એ ઇચ્છાનુંજ બીજું સ્વરૂપ છે અને જેનામાં ઇચ્છા ઉત્પન્ન થાય છે તે લોભવડેજ થાય છે. જો લોભનો ઉદ્‌ભવ થયો ન હોય તો અંતઃકરણની અંદર ઈચ્છાના પરમાણુ પ્રવર્તી શકેજ નહિ ઈચ્છાના પણ બે પ્રકાર છે. સારી ઇચ્છા અને નઠારી ઇચ્છા અત્યારે અહિં કન્યાવિક્રય કરનારાઓમાં ધન મેળવવાની પ્રથમ ઈચ્છા ઉત્પન્ન થાય છે અને પછી તે લોભનું રૂપ ધારણ કરે છે. સારી ઇચ્છાના સંબંધમાં અત્રે કાંઇ પણ બોલવાની આવશ્યકતા જણાતી નથી; પરન્તુ નઠારી ઈચ્છા અગર તો લોભના સંબંધમાંજ અત્યારે થોડું પણ બોલવુ ઉચિત છે. વ્યવહારનો લોભ શબ્દ–રાજયલોભ, ધનલોભ તથા કીર્તિલોભમાંજ ઘણુંકરીને પ્રવર્તે છે અને એથી વધીને કહીએ તો શાસ્ત્રકારો પણ એજ પદ્ધતિએ લોભનુ વિવેચન અગર તો સ્પષ્ટીકરણ કરે છે જ્યારે કામ શબ્દ વિશેષે કરીને સ્ત્રી પુરૂષ વચ્ચેના મોહના પરિણામરૂપે વપરાતો જોવામાં આવે છે. આથી આપણે કદાચ લોભ શબ્દને જૂદો પાડવા ચાહીએ તોપણ પડી શકે તેમ છે, પરન્તુ ખરી રીતે જોતા તે જૂદો નથી.

આથી સાફ સમજાય છે કે, લોભ એ ઇચ્છાનો વધતામાં વધતો ભાગ છે અને તેથી એમ કહી શકાય કે, જે લોકોમાં અનિષ્ટ ઇચ્છા ઉત્પન્ન થાય છે તેવા લોભી લોકો ધર્માધર્મનો પછી કાઇ પણ

વિચાર કરતા નથી તેઓની વધતામા વધતી ઇચ્છા ધન મેળવવા તરફની હોય છે અને તેથીજ તેઓની નજર આગળ ધર્મનું ગૌરવ ઢંકાઇ જાય છે અગર તેમની પાસેથી અદૃષ્ય થાય છે. ઉદાહરણના રૂપમાં કહેવાઇ શકાય કે જેમ એક નિશાનબાજ આસપાસના દરેક બનાવો કે સંજોગોમાંથી પોતાની નજર ખેંચી લઈ તેને જે તરફ સચોટ નિશાન તાકવાનું હોય છે તેજ તરફ તે પોતાની નજર ઠેરવી રાખે છે; તેમ આ કન્યાવિક્રય કરનારાઓ વધતામાં વધતું જે ધન આપે છે તેનેજ પોતાની વહાલામાં વહાલી કન્યા આપી દેવાનું મન પર લે છે અને માણુસાઇ ખવાસનો કાબુ ખોઈ બેસે છે.

હવે જ્યારે ધનને અર્થેજ પોતાની કન્યા આપી દેવાનો જે માણુસને વિચાર ઉત્પન્ન થયો અને તેમ બન્યા પછી તે દ્રઢ થયો, તો પછી તે કન્યાનું હિત કેવીરીતે જોઇ શકે? તથા ધર્મની પ્રણાલિકા પણ કેવીરીતે જાળવી શકે? સબબ તેનું લક્ષ તો માત્ર પૈસાના લોભ તરફજ જામેલું રહે છે અને તે શિવાયની બીજી યોગ્ય દિશાઓ તરફ તો તેની જોવાની ઇચ્છા પણ થતી નથી! કોઈ મને અત્યારે એમ કહેવા નિકળે કે, છેક એમ તો ન બને, ખુદ માબાપ-જન્મદાતા ઉઠીને પોતાની કન્યાના હિતનો વિચાર ન કરે એ તો કુદરતના નિયમથી ઉલટુંજ કહેવાય આના ઉત્તરમા કહેવાનું કે, જે લોકો કન્યાવિક્રયનો ખાસ ધંધો લઇને બેઠેલા છે તે પોતાની કન્યાના હિતનો જો વિચાર કરતા હોય તો તેઓ બાર વર્ષની પોતાની બાળકડીને સાઠનાને કદિ આપે નહિ અને જયારે આવા બનાવો દેશની અંદર સાધારણ જેવા થઈ પડયા છે ત્યારે એમ કહેનારને તેની તરફેણમાં બોલવાની કાંઇ પણ બારી રહેતીજ નથી. ધારો કે, તમામ કન્યાવિક્રય કરનારાઓ બૂઢ્ઢાને બાળકી આપનારા નથી નિકળતા કેટલાકો વય, વિદ્યા તથા કુળ જોઈને પણ આપે છેઃ પરન્તુ જમાઇના ઘરમાથી પૈસા તો તેઓ પણ કઢડાવે છે. આવા લોકો ભલે એકદમ હદ ઓળંગી ન ગયા; તોપણ પ્રમાણમાં કન્યાવિક્રય કરવાના પાપના ભાગી તો અવશ્ય તેઓ પણ બન્યા!

### મનહર-કવિત્ત.

ધર્મનું પગથિયું જે એકવાર ચૂકી ગયો,
ફરી નહિ ચૂકે એવો તેનો ઇતબાર શો?

ન્હાની ચોરી કરી જેણે તે ન કરે કેમ મ્હોટી ?
એવા જનોનો ક્હો વકકર અને ભાર શો ?
થોડું પણ પાપકર્મ થઇ ગયું જે થકી,
તે ન વધુ કેમ કરે ? રહે ત્યાં વિચાર શો ?
એક વેળા લાલચમાં લપટયો તે બીજીવાર,
જરૂર લપટાવાનો, સંશય લગાર શો ?

ખુદ કન્યાના માબાપે જમાઇના ઘરમાંથી થોડો કે પછી ઘણો પણ પૈસો કહ્હડાવવો અગર કહ્હડાવવાની તજવીજ કરવી એટલે શું ? બન્નેનો આશય એકજ છે. બૃહત્પારાશર સંહિતામાં કહ્યું છે કે, "જે માણુસ અમુક પૈસાની રકમ લઇ પોતાની કન્યા દે છે તે આસુરવિવાહ કરવાના પાપનો ભાગી થાય છે." શાસ્ત્રકારોએ આ વિવાહને અતિ નિંદ્ય ગણ્યો છે; કારણ એવી રીતે કન્યા આપનારો ભલે સામાવાળા પાસેથી થોડી અગર તો ઘણી રકમ લે; તે સવાલ અગત્યનો નથી; પરંતુ જે માણુસ કાંઇ પણ જમાઇના ઘરમાંથી લે છે તે કન્યાહિતનો પછી પૂરેપૂરો વિચાર કરી શકતો નથી; અર્થાત–પૈસાના લોભથી તેને કન્યાના હિતની કેટલીક વાતોને જતી કરવી પડે છે અને તેથી પણ ધર્મને અનુસરી કહીએ તો તે માણુસ કન્યાવિક્રયના પાપમાંથી મુક્ત થઇ શકતો નથી

પંડિતો આ દેશને કર્મભૂમિના નામથી ઓળખાવે છે અને તે રહસ્ય સર્વાંશે સત્ય ભાસે છે જે લોકો જેવાં કર્મો કરે છે તેવું ફળ તે લોકો પામે છે એવું તો સર્વ તરફથી બોલાય છે. **यतो धर्मस्ततो जयः ।** 'જેસા કરેગા તેસા પાવેગા.' 'કરણી તેવી પાર ઉતરણી.' 'દાનત તેવી ફળપત.' ઇત્યાદિ અનેક વચનો એ સંબંધે સમાજમાં પ્રચલિત છે વળી ઘઉના વાવનારને બંટી અને બંટીના વાવનારને ઘઉં કદિ મલવાના નથી એ નિયમ પ્રસિદ્ધ છે. ઇતર દેશ કે જયાં અનેક પ્રકારના વિભવોને અર્થે પ્રવૃત્તિ ચાલી રહી છે અને જયાં વિવિધ ભોગોની હદ પણ રહી નથી; ત્યાંની ભૂમિને અહિંના પંડિતો ભોગભૂમિના નામથી ઓળખાવે છે. એવા દેશોની પ્રજાના ખ્યાલો પણ આપણા ખ્યાલોથી બહુભાગે જૂદા પડે છે ત્યાંના લોકો એમ માને છે કે, જે કાંઇ પણ ભોગ ભોગવવા જેવું છે તે પ્રાપ્તજન્મમાંજ છે અને એકવાર

જેનો જન્મ થયો તેનો કર્મના સંયોગને લીધે ફરી જન્મ થતો નથી. આ દેશના ધર્મપ્રવર્તકોના માનવા પ્રમાણે આ કલ્પના આપણા હૃદયમાં ઠસી શકે તેવી નથી; કારણ પુનર્જન્મને માટે આપણા દેશના ધર્મપ્રવર્તકોની દલીલો સચોટ છે અને એવું, જીવ જંતુના સુખ દુઃખની જૂદી જૂદી સ્થિતિ તથા માણસના ઉચ્ચ નીચ દરજ્જાથી પુરવાર થાય છે અને તેથી કરીને આ દેશને કર્મભૂમિ માનવી અને એથી જૂદુ સમજનારાના પ્રદેશને ભોગભૂમિ કહેવી એજ અત્યારે વિશેષે કરીને સુગમતા ભરેલો માર્ગ છે. આ દેશમા જે લોકો ધર્મ વિરૂદ્ધ કાર્ય કરે છે તેઓ ઘણે દરજ્જે દુ.ખમાં ડૂબેલા રહે છે અગર તો પૂર્વની પુણ્યરૂપ પ્રવૃત્તિનુ ફળ ખાઇ રહ્યા પછી તેવો અનુભવ કરે છે. ધારો કે કોઇ આગલા પોતાના સત્કર્મને લીધે તેવી સ્થિતિમા તરતમા ન મૂકાય તો તે બનાવને અપવાદ તરીકે ગણી લીધા વગર આપણો છૂટકો નથી આપણે કાંઈ દરેક પાપના સંબંધનું પરિણામ જોઇ વળીએ એવી સ્થિતિ કે શકિત ધરાવતા નથી અને તેને માટે પરિશ્રમ પણ કરતા નથી અને તેથી તે વિષેનું સઘળુ આપણા જાણવામા નથી આવતુ, પરન્તુ કન્યાવિક્રય કરનારાઓની સ્થિતિનુ ભાન તો ઘણાને થયું છે અને થાય છે. બારિક અવલોકનથી માલુમ પડયું છે અને પડે છે કે, જેણે કન્યાના પૈસા લીધા છે તે લોકો બહુ અંશે દુર્દશામાજ આવી પડયા છે અને એવી રીતે થયલા લગ્નો ઘણે દરજ્જે સુખરૂપ નિવડતા નથી. એવા દાખલા નજરે પડયા છે તથા નોંધવામા આવ્યા છે કે જે માણસે પોતાની કન્યા આપવાના બદલા તરીકે વીશથી ત્રીશ હજાર રૂપીઆની રકમ લીધી હતી તે માણસ જ્યારે મરણ પામ્યો ત્યારે તેના ઘરમાથી તેના મરણની ક્રિયા કરવા માટેની માત્ર દશ રૂપીઆની રકમ પણ મલી નહિ અને તેટલી ન્હાની રકમ ન્યાત તરફથી આપવામા આવી! જ્યારથી આ દેશની અંદર કન્યાવિક્રયના દુષ્ટ રીવાજની વૃદ્ધિ થવા માંડી છે ત્યારથી દેશની હાલત પણ ક્રમે કરીને બગડતી ચાલી છે, એટલુજ નહિ પરન્તુ ખાસ કન્યાવિક્રય કરનારાઓની પોતાની હાલત તો કેવળ શોકકારકજ છે. જે પૂર્વજો કન્યાવિક્રય કર્યા વગર તથા દીકરીને ઉલટું પોતાની શકિતને અનુસરતું આપીને પણ પોતાની આટ તથા પરંપરાથી ચાલતા આવેલા

ધંધા રોજગારના આધાર વડે આબરૂ સહિત રહી શકતા હતા તેજ પૂર્વજોના કન્યાવિક્રયનો દુષ્ટ ધંધો લઈ બેઠેલા વંશજો, અત્યારે કન્યાનું વેચાણ કર્યા છતા તથા તેણીના મનમાનતા પૈસા લીધા છતાં પણ પોતાની પ્રતિષ્ઠાની હાનિ કરી અત્યંત કષ્ટમા દહાડા કહાડે છે' કોઇ કહેશે કે આનું કારણ શું ? ઉત્તરમાં કહેવાઈ શકાય કે એમ થવામા કન્યાવિક્રય કરવારૂપ મહાપાપનું કારણ તો જો કે પ્રત્યક્ષ છે; તથાપિ જેને આ વાતમાં સશય હોય તેને જણાવવાનું કે, આ જગત્‌નો નિયામક પ્રત્યક્ષ આવીને કોઇને કાંઈ પણ સૂચના કરતો નથી, પરન્તુ તે તો માત્ર બુદ્ધિનોજ પ્રેરક છે અને એ પ્રેરણા વડેજ મનુષ્ય માત્રના સુખ દુઃખ ઉપસ્થિત થાય છે બુદ્ધિ કર્મને અનુસરીને ચાલે છે એમ જે કહેવાય છે તે અક્ષરશઃ ખરી વાત છે. કન્યાવિક્રય કરનારાને કન્યાના બદલા તરીકે દ્રવ્યનો જોઈએ તેવો લાભ મળી જાય છે ખરો, પરન્તુ એ કાર્ય નીતિ તથા કુદરત વિરૂદ્ધનુ હોવાથી દૈવજ તેની બુદ્ધિને ફેરવી નાંખે છે. પ્રથમ તો આ એક દિશા જોવાની છે કે તેને હાથ પગ હલાવ્યા વગર, કોઇની સેવા કર્યા વગર તથા મસ્તક ઉપર કોઇ પણ પ્રકારનો જોખમ ઉઠાવ્યા વગર હરામના પૈસા મળી જાય છે, આથી તેને પછી કોઇ પણ પ્રકારનો ધંધો કરવો ગમતો નથી, કારણ શાસ્ત્રકારો પણ કહે છે કે, ઉદ્યમ દેખવામાં શત્રુ છે, પરન્તુ પરિણામે મિત્રનુ કામ સારે છે, વિદ્યા પ્રથમ ઝેર જેવી લાગે છે પણ પાછળથી અમૃત જેવો લાભ બતાવે છે, તેમ આલસ્ય પ્રથમ મિત્ર સમાન સુખદાયક છે; પણ પાછળથી શત્રુનુંજ કાર્ય કરે છે પુત્રીના વેચનારાને સહેલાઈથી પૈસો મળવાને લીધે તેના અંગમા એક જાતનો આલસ્ય રૂપી સળો પેસે છે અને તે પછી તેને એવો ગમે છે કે તેના પરિણામનો તે વિચાર પણ કરી શકતો નથી. તે પાપીના મનમાં એવોજ કુતર્ક આવ્યા કરે છે કે હવે ધંધો કરવાની જરૂર નથી ! આ એકના પૈસા આવ્યા છે અને બીજી તૈયાર થાય છે. જો એકજ દીકરીનો બાપ હોય અને તેનુ પણ માથુ ફર્યું હોય તો તે પણ પૈસા લે છે અને તેનો વ્યાપાર કરવાની પેરવી કરે છે અગર તો પોતાને પાલવે તેવી દુકાન ( હરામ હાટડી ) માડીને બેસે છે ! પરન્તુ ભરતખંડનો દૈવ હજી દેશપાર નથી થયો. તે એવા પાપીઓ ઉપર પૂરેપૂરી દેખરેખ રાખે છે અને જે ખરા પાપી છે તેને છેવટ ખોળી કહાડી

ફાવવા દેતા નથી અગર તેની બરકતને ગમે તે રસ્તે વેરણુ છેરણુ કરી નાખે છે. 'પ્રભુની લાકડીને અવાજ નથી' એમ જે બોલાય છે તે આવા પ્રસંગમાં બરાબર લાગુ પડે છે વળી આ કાર્યની અંદર વર્ણભેદનો સવાલ પણ રહ્યો નથી. આપણા દેશમાં સૌથી ઉતરતી જાતિ શૂદ્રની ગણાય છે કે જે જાતિમાં તો ભાગ્યેજ કન્યાવિક્રય થતો હશે; જ્યારે બ્રાહ્મણ તથા વાણીઆ જેવી ઉંચ કોમમાં તો તેની હવે હદ પણ રહી નથી ! એ જાતિ આવુ કલંકિત કામ કરીને જે પોતાનું મિથ્યા અભિમાન રાખીને બેઠી છે તે કેવલ હસવા સરખું છે.

### ગઝલ.

અમે તો વાણીઆ બ્રાહ્મણ અમે ઉંચા બધાથી,
કહીને એમ મારે દીકરીને ગુપ્ત ઘાથી ! અમે
વરસ દશ બારનીને, સાઠનાની કોટે બાંધે;
હરખ દેખાડવા તેનો પછી કંસાર રાંધે ! અમે.
વટાવી લાવ્યો હુંડી હોય જાણે બાજી ખેલી,
ફરે બહુ એ પ્રમાણે પૂર્વજોનુ માન મેલી ! અમે
સુતાને વેચવાથી હાથમાં જે થેલી આવે,
દુકાનો માંડીને તેના વડે ધંધો ચલાવે ! અમે.
કઢંગો પૈસો તેથી વિઘ્ન દેખે અથવા ચૂકે;
પછી સંભારી છેવટ બાપ નામે પોક મૂકે ! અમે.
ઘણા ઉદ્યોગ વગર ઘેર બેઠા જાય ચાવી,
અગર એવા જનોનુ ખાય છે લૂચ્ચા ફસાવી ! અમે
વસે જ્યાં લોભી લોકો ધૂર્ત ત્યા ભૂખે મરે ના,
વિધાતાના ખરેખર બોલ એ ખોટા ઠરે ના ! અમે.
રૂંવાડું મીંદડીનું જેવું, તેવું ધન સુતાનુ,
કહે સૌ, જ્ઞાન એવું કોકને તો પણ થવાનું ! અમે.
સુતાને વેચનારા વાણીઆ ને વિપ્ર કેવા !
અમે નહિ માનવાના એમને 'અતિ શૂદ્ર' જેવા ! અમે.
નથી રાજી થતાં ચાંડાલ 'ધી' નું ધન લઈને;
ખુશી એ થાય છે થોડું ઘણું સામું દઇને— અમે
વદે છે શ્યામ સુત દુર્લભ વચન આ નહિ વિસરજો,
સુતાના દામખાયાને અડો તો સ્નાન કરજો ! અમે.

જે ન્યાતમા કન્યાવિક્રય કરનારાઓની સંખ્યા વધારે હોય છે તે ન્યાતમાં તો તેવા લોકોને ભાગ લેતા વધુ શરમ નથી ઉપજતી, પરન્તુ જે ન્યાતમા અપવાદ તરીકે કન્યાવિક્રય કરનારા નિકળે છે તે ન્યાતમા તેવા અધમો પોતાનુ કાળુ મ્હોડું બતાવતા પણ અચકાય છે અગર તો તેનું ઉજળું મ્હોડુ કાળુ પડી જાય છે ! કારણ ' પાપ બોલતુ નથી પણ બોળી મારે છે " તે તેના અંતઃકરણને ગુપ્ત રીતે કોરી ખાય છે અને તેનો તેથી જનસમૂહમા દેખાવ પણ ફિકકો થઇ પડે છે.

કેટલાક કન્યાવિક્રય કરનારાને તો ' કર અને જો ' એ જાણીતી કહેવતને અનુસરતી અણધારીજ દૈવ તરફથી શિક્ષા મળી ગઇ છે અને મળે પણ છે થોડા વખત અગાઉ એક દાખલો એવો બન્યો હતો કે એક કન્યાવિક્રય કરનારાએ જેવો કન્યાવિક્રયનો કરાર કીધો કે તરતજ તે દુષ્ટના માથા ઉપર અનિવાર્ય સંકટ આવી પડયું તે જેવો કરેલા કરારના અર્ધ ભાગના પૈસાની કોથળી લઇને પોતાને ગામ જવા નિકળ્યો કે, રસ્તામા એટલો બધો વરસાદ પડયો અને તેથી એટલી બધી હરકત આવી કે માડમાડ તે રાત વખતે પોતાના ગામના ગઢ આગળ આવી પહોચ્યો આ વખતે ગઢના દરવાજા બંધ હતા તેથી તેને ત્યાજ પડી રહેવુ પડયુ. સવારમાં જ્યારે દરવાજો ઉઘડયો અને ગામમા પેઠો ત્યારે તેના ઓળખીતા તેને મળ્યા અને કહ્યુ કે, તારૂ ઘર વરસાદના ઝપાટાથી પડી ગયુ છે અને તારી બૈરી તે ઘરના કાટ નીચે દબાઇ જઇ મૃત્યુવશ થયેલ છે ! આ માઠા સમાચાર સાંભળી તે દુષ્ટના તો હોશકોશજ ઉડી ગયા અને તે તો એકદમ ધોળો પૂણી જેવો બની ગયો ! એટલું વળી તેના બાપદાદાનું પુણ્ય કે તેની દીકરી તથા તેનો દીકરો આ વખતે મોસાળમાં હતાં. બીજા પણ આવા અગર એનેજ મળતા ઘણા દાખલા સાભળેલ છે અને થોડાક તો મારી નજર આગળ બનેલા છે, પરન્તુ નામઠામની સાથે અત્રે રજુ કરવા એ મને ઠીક નહિ લાગવાથીજ હું તે રહેવા દઉં છું.

દુહો.

કામી, ક્રોધી, લોભીજન, માની ને મતિમંદ,
ચોર, જુગારી, ચુગલનર, આઠે જાણો અંધ.

આ આઠે અંધ છે. તેઓ કદિ પણ પરિણામનો વિચાર કરતા નથી. પ્રથમ તો જે પોતાની પ્યારી પુત્રીનો પૈસો લે છે, તેનો દરજ્જો આ દુનિયાની અંદર જેટલા ધનના લોભી છે તે વર્ગમા પણ હલકો છે. કસાઇ કે જેનુ હૃદય અત્યંત નિષ્ઠુર કહેવાય છે, જેને અવાચક તથા નિર્દોષ પ્રાણીના શરીર ઉપર છરી ફેરવતા ધન મેળવવાની લાલચને લીધે જરા પણ દયા ઉપજતી નથી અને જે મનુષ્ય જાતિમા અતિ અધમ મનાય છે તે કરતા પણ કન્યાવિક્રયનો કરનારો વધારે નીચ છે; કારણ કસાઇ પણ પોતાની પુત્રીનો એક દોકડો સરખો પણ લેતો નથી અને તેણીના હિતનો વિચાર કરે છે. આથી 'ણ વધારે આગળ જઇએ તો આપણને સાફ જણાય છે કે મહા વિકરાળ પ્રાણી સિંહ, વ્યાઘ્ર, વરૂ વગેરે કે જે પ્રાણીઓ એકજ પળમા અન્ય પ્રાણીનો કોળીઓ કરી જાય છે, જેની ગર્જના અતિ ભયંકર છે અને જેની આખોમાં રાત ને દહાડો ખૂનજ વરસી રહેલુ હોય છે તે પણ પોતાના બચ્ચાંનું પ્રીતિપૂર્વક લાલન પાલન કરે છે, જ્યારે કન્યાવિક્રયનો કરનારો તો પોતાના બચ્ચાનુ લોહીજ પીનારો છે, કારણ પોતાની આત્મજા એટલે આત્મામાથી ઉત્પન્ન થયેલીને વેચી નાખી તેના પૈસાનું અન્ન ખરીદી તે ખાય છે અને તેથી તે પોતાની પુત્રીના લોહીનુંજ પાન કરનારો ઠરે છે. આમા પણ એ એકલોજ પાપી નથી થતો, પરન્તુ તેની જોડે વસનારા તમામ કુટુમ્બીઓ પણ ન્યૂનાધિક અંશમા પાપી બને છે.

શુ કન્યા કોઇ વસ્તુ અગર પદાર્થ છે? અને શું તેનું કદિ પણ મૂલ્ય લઇ શકાય? શુ તેવુ કર્મ કદિ પણ પુત્રીના માબાપથી બની શકે? એ ધર્મ છે? નીતિ છે? કુદરતનો ક્રમ છે? કે સદાચાર છે? શુ એ મનુષ્યનુ કર્તવ્ય હોઇ શકે? અને શુ એવુ કૃત્ય કરનારાને મનુષ્યપંક્તિમાં મૂકી શકાય? શુ કન્યાવિક્રય કરવો એ શાસ્ત્રને અનુસરતો વિચાર છે? અને જ્યારે તેમ નથી તો પછી કન્યાવિક્રય કરનારાને કોઇથી પણ અનુમોદન આપી શકાય? આ સવાલો ખાસ મનન કરવા જેવા છે. કન્યાવિક્રયની તરફેણની કોઇ પણ દલીલનું આ સવાલોના જવાબથી ખંડન થઇ જાય છે. જે કન્યાવિક્રય કરે છે તે પણ ધન મેળવવાના નહિ અટકાવી શકાય એવા લોભને લીધેજ કરે છે, પરન્તુ એમ કરવામા એ લોકોનો અંતરાત્મા આરંભમાંજ તેમને ધસીને ના પાડે છે અરેરે! પણ કોઈ પણ પ્રકારના લોભે અને તે પણ હદ કૂદાવીને આગળ વધેલા લોભે કોનું અનિષ્ટ નથી કર્યું!

## આ તે લગ્ન મંડપ? કે કન્યાવિક્રયની ક્રૂરતા?



પોતાને પરાણે પકડીને પરણાવવા લાવનાર માતાને પુત્રી કહે છે:—
કોણ આ મારો વર? કે દાદો?
આને પરણું તે કરતાં કૂવોજ ન પૂરૂં!

કન્યાવિક્રય કરનારાઓનો ધનનો લોભ અત્યંત હદ બહારનો છે, કારણ એ દુષ્ટો ધનને માટે પોતાની કન્યા વેચવા તૈયાર થાય છે અને જે તેની વધારે રકમ આપે છે તેને તેઓ પોતાની બન્ને આંખો બંધ કરીને આપી દે છે આવા લોકોને અંતરાત્માની છૂપી ચેતવણીની જોડે પછી કાંઇ પણ લાગતું કે વળગતું નથી; કેમકે જે માણસ પાપના માર્ગમાં પ્રેરાય છે તે માણસ કદિપણ પાપના સ્વરૂપને જોતો નથી. એવા લોકોની નજર તો જે તેનું મુખ્ય નિશાન હોય છે તે તરફજ ઠરી રહે છે.

“એક વણિકે બાવન વર્ષનાને પોતાની ચૌદ વર્ષની કન્યા રૂપીઆ બે હજાર લઇને આપી. જ્યારે લગ્ન પ્રસંગ આવ્યો ત્યારે તેના તરફથી કંકોત્રીઓ કહાડવામાં આવી. આ ભાઇસાહેબે પોતાના કેટલાક જૂના સ્નેહીઓને પણ આ કંકોત્રીઓ મોકલી અને તે એમ ધારીને કે માત્ર કંકોત્રી વાંચીને છેટેથી કોણ આવનાર છે! પરન્તુ બન્યું એમ કે તેના એક બે ન્હાનપણના સ્નેહીઓ ફક્ત સ્નેહને ખાતર દૂરથી પણ ત્યાં આવી પહોંચ્યા. જેમાં એક ગૃહસ્થ ઘણા ઉત્તમ વિચારવાળો તથા કેળવાયલો હતો. તેમણે કહ્યું કે ભાઇ! બ્હેનને માટે આવડી મ્હોટી ઉમરનો વર શા માટે ગોત્યો? મને તો પચાસ ઉપરનો લાગે છે જવાબમાં સ્વાર્થમાં આંધળા બનેલા તે માણસે કહ્યુ કે, તમે તેટલી ઉમરનો કદાચ જોતા હશો, પરન્તુ હું તો તેને મ્હારી આંખો વડે વીશ વર્ષનો જોઉં છું! પેલા ગૃહસ્થે તેના તરફથી આવા જવાબની આશા મુદ્દલ રાખી નહોતી તે તો એકદમ ઝંખવાણોજ પડી ગયો અને કોઇને કહ્યા કથ્યા વગરજ પોતાના વતન તરફ ગુપચુપ ઉપડી ગયો!”

કામ, ક્રોધ તથા લોભમાં ફસેલાના હૃદયચક્ષુઓ તથા ચર્મ-ચક્ષુઓ ફુટી જાય છે. તેમના કાનમાં બહેરાપણું પ્રવેશ કરે છે અને તેમને પછી કોઇ પણ પ્રકારની નિર્ભય દિશા સૂઝતી નથી. એવા લોકોની માત્ર એકજ દિશા હોય છે કે જે દિશાએ પાપના અનેક ખાડાઓ વગર બીજું કાંઇ પણ હોતું નથી. કન્યાના બદલા તરીકે પૈસા લેનારની આવીજ સ્થિતિ છે તે કોઇ તરફ જેમ જોતા નથી તેમ કોઇનુ સાંભળતા પણ નથી. આરંભમાંજ કહે-વાઇ ચૂક્યું છે કે અગાઉ કન્યાવિક્રયનો દુષ્ટ ચાલ હાલ છે તેટલો નહોતો. કોઇ ઠેકાણે છૂટો છવાયો એવો દાખલો બનતો હતો

ખરો, પરન્તુ તે સમાજમા ઘણોજ નિંદાપાત્ર ગણાતો હતો અને તેથી કન્યાવિક્રય કરનારાના મનમા એક જાતની દહેશત રહેતી હતી, પરન્તુ હવે તેવો સમય વહી ગયો છે, હુમણા ઠામઠામ એવા બનાવો નજરે પડે છે અને તેમાં કેટલાક તો એવા ત્રાસદાયક હોય છે કે તેનું આબેહુબ વર્ણન આપવાનું કામ કેવળ કઠણ થઇ પડયુ છે

જેને આપણે ત્રાસદાયક કન્યાવિક્રય કહી શકીએ તે કન્યાવિક્રય કેટલે દરજ્જે ધિક્કારવા લાયક છે તેનો થોડો ઘણો અત્રે ચિતાર આપવો નિરર્થક તો નહિજ થઇ પડે. ધારો કે, એક બાર વર્ષની બાળકડીને તેણીથી ચાર કે પાચ ગણી ઉમરવાળા બૂઢ્ઢાની જોડે પરણાવવામા આવી. હવે તે બે વચ્ચેના અંતરનો વિચાર કરવાથી આપણને કેવું ધૃણાયુક્ત લાગે છે તે જુઓ જેની ઉમર બાર કે તેર વર્ષની છે અને જેણીના મ્હોડામાના દાંત હજી ઉગીને સરખા થાય છે તથા જેણીના લાલ હોઠપરથી પોતાની માતાના સ્તનનુ ધાવણ હજી પુરેપૂરૂં સૂકાયું નથી તેણીનો પનારો એક છેક ઉતરતી વયનાની જોડે પાડવામાં આવે છે કે જેના મ્હોડાના દાત બહુ ભાગે પડી ગયલા અગર તો પડવાની તૈયારીમા હોય છે હજી તો જેનો કાળો ચોટલો થોડો લાબો વધીને જેણીની શોભામા વધારો કરવામા ઉત્તેજક થઇ પડવાની તૈયારીમા છે તેજ વખતે તેણીના પતિ (શત્રુ)ના વાળ તદ્દન ધોળા રૂની પૂણી જેવા બની ગયેલા હોય છે હજી તો જ્યાં આ કમનશીબ બાલકડીના શરીરના માસના લોચા કઠણાશ ધારણ કરવામા રોકાયા છે ત્યાં આ તેણીના લાડાના શરીરના માંસના લોચા કરચલીથી ઢીલા થઇ ગયેલા તથા વળી ગયેલા હોય છે હજી તો જે દુર્ભાગિનીના શબ્દો કોમળતા ધારણ કરવાનું શિક્ષણ લેવાની શરૂઆત કરે છે ત્યા તો આ તેણીના મુદઇના શબ્દો ભાગા ત્રૂટા તથા રસ વગરના તેણીના કાનપર અથડાય છે હજી તો જ્યાં સંસારની કેટલીક સમજને માટે આ બિચારી લાડકડી અનેક પ્રકારની તજવીજમા છે ત્યા તો તેણીનો પૂજ્ય સ્વામી સંસારને પેલે પાર પહોચવાની રાહ જોતો બેઠો છે હજી તો જેણીની આખોમા મોહક મદ ભરાતો જાય છે અને યૌવનની આરંભસૂચક રસિકતા ઉત્પન્ન થતી જાય છે તેવા સમયમા આ તેણીના સ્વામીની આખોનુ નૂર ઉડી

જવાની તૈયારીમાં છે અથવા ઉડી ગયલુ હોય છે હજી તો જેણીના કાન કોઇનો પણ અવાજ સાંભળવામા સરવા બનતા જાય છે ત્યાં આ તેણીના પ્રાણેશ્વરના કાન બહેર મારી ગયલા હોય છે હજી તો જેણીની નાસિકા કોઈ પણ સુગંધયુકત પદાર્થનો સુગંધ લેવાને ટમટમી રહેલી હોય છે તેવા સમયમાં આ તેણીના ધણીની નાસિકાની સુગંધ લેવાની શકિત નાશ પામી હોય છે. અરે હાય! આ શું કહેવાય? બાર વર્ષની બાળા કે સોળ વર્ષની સુંદરીની સાથે પચાસ કે સાઠ વર્ષનાની તુલના શી રીતે થઇ શકે? આના જેવુ ધિક્કારવા લાયક જોડાણ દુનિયાંમાં બીજું હોય પણ ખરૂં કે? ધનના લાલચુ માબાપનું આ કેવું પાપ! આને માબાપ કહેવા કે પેલા ભવના દુશ્મન! આવા લોભી લોકો પોતાની પુત્રી પ્રત્યે કેટલા અન્યાયથી વર્તે છે? આ પણ ઉંડા ઉતરીને એક રીતે વિચારવા જેવી વાત છે જે જેનો રક્ષક કહેવાય તેજ તેનો જ્યારે ભક્ષક થઇ પડે ત્યારે પછી તેને બીજો કોણ બચાવે? જેમ એક લૂટારો વટેમાર્ગુને પોતાના વિશ્વાસમા લઇ પછી અર્ધે રસ્તે તે તેને લૂટી લે, તેવોંજ આ બનાવ છે; જે દીકરી એમ ધારે છે કે આ મારા માબાપ છે અને તેઓજ મારૂં ખરૂં હિત ચાહનારા છે અને તે શિવાય અન્ય કોઇ નથી, તેજ દીકરી જ્યારે પોતાના માબાપનુ આવું અનુચિત આચરણ જોતી હશે ત્યારે તેણીના અ ત કરણમાં તેઓને માટે કેવો ધિક્કાર છૂટતો હશે! આપણામાં વિશ્વાસઘાતીને મહા પાપી ગણવામાં આવેલ છે કન્યાવિક્રય કરી પેટ ભરનારાનો પણ આ પોતાની પુત્રી પ્રત્યેનો કેવો વિશ્વાસઘાત? આવી રીતે ફસાઇ ગયેલી એક પુત્રી પોતાના માબાપને કહે છે કેઃ—

પદ

ક્યાં ગયો રે પેલો મોરલીવાળો અમારા ઘુંઘટ ખોલી રે—એ ગત.
બાપ! તને પૈસાની આ શી લગની અંતર લાગી રે?
હાથ પાય તારા બે રોયા! ગયા હતા શું ભાગી રે? બાપ!
ગલત કોઢ નિકળ્યો શુ અંગે? હતો શું મુગો અંધો રે?
સુતા વેચવા જેવો હલકો. કર્યો કેમ તેં ધધો રે? બાપ!
માડી! તું પણ કાંઈ ન બોલી, લાલચમા લોભાણી રે;
હવે શીદ બે આંખોમાંથી, ટપકાવે છે પાણી રે? બાપ!
જો કરવું'તું આમ તો કાં નહિ, ઝેર દઇને મારી રે?

હું જોવીને કેમ બનાવી, વૃદ્ધ પુરૂષની નારી રે? બાપ !
થરથરતી જાંગે જણી કહાડી, શું આવા ધન કાજે રે?
ભલે માવડી! તું એમાથી, પડી ખાટલે ખાજે રે! બાપ !
હાય! હવે આ દિવસ દોહ્યલા, કેમ કરી હું કહાડું રે?
તમે એઉએ ભુંડું કર્યું મુજ, દેહ જઇ કયા પાડું રે? બાપ !
દુષ્ટ તમારા સરખુ મે તો, અવર કૃત્ય નહિ દીઠુ રે;
છાતીમાં કાતી રાખીને, પિરસ્યુ મુખથી મીઠુ રે! બાપ !
કૂપ ઉતારી વાઢયું વ્રત મુજ, કેમ જશે જન્મારો રે!
હું ધારૂં છું બાપલિયા! તુજ, નથી નરકમા આરો રે! બાપ!

વધારે શોચકારક તો આ છે કે જ્યારે નીચમા નીચ જાતિ પણ પોતાની દીકરીનું જરા જેટલુ દામ લેતી નથી ત્યારે બ્રાહ્મણ, વણિક તથા ક્ષત્રિયની ઉચ જાતિમાં કન્યાવિક્રયનો દુષ્ટ ધધો ધમધોકાર ચાલવા લાગ્યો છે.

આગળ બ્રાહ્મણજાતિની શી સત્તા હતી? તેનુ **બ્રહ્મતેજ** કેટલું ગૌરવવાળુ હતું? તેની આજ્ઞાનો એકજ શબ્દ, પછી તે ગમે તેવો ભારે હોય, તથાપિ એક મહાન્માં મહાન્ રાજા તરફથી તરતજ ઉચકી લેવામા આવતો હતો અને જેના ઉચા ધર્મ કર્મને લીધે મ્હોટામા મ્હોટો સમૂહ પણ કપતો હતો. આવી બ્રાહ્મણ જાતિ હાલકાલ કેવી સ્થિતિમા આવી પડી છે અને તે કેવે પ્રકારે પોતાનો કાળ નિર્ગમે છે તે જેઓ તે તરફ જોતા હશે તેમના મનમા તેનો ખરો ખ્યાલ આવી શકશે જો આ જાતિ આમ ઉતરતી ગઇ ન હોત અને ગમે તે ભોગે પણ તેણે પોતાની રહેણી કહેણી નિભાવી રાખી હોત, એટલુ જ નહિ પરન્તુ સ્વાર્થને માટે અન્ય વર્ણની આખે અસલ ધર્મ કર્મના ધોરણને ઉલટાવી નાખીને અવળા પાટા બધાવ્યા ન હોત તો શું તે જાતિ હાલ જે દયા ધરવા યોગ્ય સ્થિતિ ભોગવે છે તે ભોગવત કે? જે જાતિને માટે ધર્મજ મુખ્ય છે અને જે જાતિ તેને લીધેજ આ દેશની અંદર શ્રેષ્ઠ ગણાય છે તેજ જાતિ જ્યારે અધર્મથી વર્તે અને પોતાની આજ્ઞામા રહેનારાને એવી રીતે વર્તાવે ત્યારે ત્યાં ઉત્તમતા શી રીતે પ્રાપ્ત થઇ શકે? ખાસ બ્રાહ્મણ જાતિની અદર કન્યાવિક્રયની જે અભિવૃદ્ધિ થઇ છે અને હજી થતી જાય છે તેનું ખરે ખરૂં વર્ણન આપવું અત્યારે અશકય છે. જે બ્રાહ્મણો લગ્નનાં સંબધમા વેદનો પ્રાચીન વિચાર ત્યજી દઇને આઠ વર્ષની ગૌરીવાળો

શ્લોક ગોખીને બેઠા છે, જે બ્રાહ્મણો રજોદર્શન આવ્યાની અગાઉ કન્યાને પરણાવી દેવી જોઇએ એવો પોતાનો નિશ્ચય પ્રકટ કરે છે અને જે બ્રાહ્મણો બ્રહ્મચર્યને તિલાજલી આપી બાળલગ્નનુ પ્રતિપાદન કરનારા છે તેજ બ્રાહ્મણોમાના જ્યારે ધન મેળવવાના મહા દુષ્ટ લોભના પાશમાં પડે છે ત્યારે અષ્ટ વર્ષની ગૌરીવાળો શ્લોક, રજોદર્શન આવ્યા પહેલા કન્યાને પરણાવી દેવાનો આગ્રહ અને બાળલગ્નનો પક્ષ એકદમ છોડી દે છે કન્યાવિક્રય કરનારાઓમાં એક એવી માન્યતા છે અને તે ખરી પણ છે કે જેમ કન્યા વધારે મ્હોટી તેમ તેણીના પૈસા વધારે મળે આથી ઘણે દરજ્જે તેઓ કન્યાને મ્હોટીજ કરે છે. વણિકાદિની વાત તો હાલ આપણે બાજુપર રાખીએ, પરંતુ ખુદ બ્રાહ્મણમા જે કન્યાવિક્રય કરનારાઓ છે તે પણ અમુક અશમા એજ ગણત્રી કરીને વર્તે છે. આવા લોકોને જ્યારે સ્વાર્થ નથી હોતો ત્યારે પોતાની માન્યતા પ્રમાણે શાસ્રનો બાધ લાગે છે અને જ્યારે સ્વાર્થ હોય છે ત્યારે તેનો બાધ નથી લાગતો ! આ પ્રસગે હુ કન્યાને રજોદર્શન આવ્યા પહેલા અગર તો તે પછી પરણાવવી તે વિષેના વાદવિવાદમા ઉતરવા માગતો નથી; મ્હારા કથનનો ભાવાર્થ તો એવો છે કે લોકો જેવું બોલે છે અગર માને છે તેવું પાળતા નથી !

**મહર્ષિ મનુ** વિવાહના સબંધમા શુ કહે છે તે જુઓઃ—

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमाऽधमः ॥**

**ભાવાર્થ**:—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ

(१) **आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।**
**आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥**

**ભાવાર્થ**—વેદશાસ્રસપન્ન તથા સદાચારવાળા વરને કન્યાના બાપે પોતે બોલાવી, વર તથા કન્યાને વસ્રો પહેરાવી, ઘરેણાઓથી બન્નેનો સત્કાર કરીને, વરને કન્યાનું દાન કરવામાં આવે છે, તે બ્રાહ્મવિવાહ કહેવાય છે.

(२) **यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।**
**अलकृत्य सुतादान दैव धर्मं प्रचक्षते ॥**

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમ વગેરે વિસ્તારવાળા યજ્ઞમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને આભૂષણોથી કન્યાને શણગારી જે કન્યાનું દાન કરવામા આવે છે, તે દૈવવિવાહ કહેવાય છે

**(૩) एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मत : ।**
**कन्याप्रदानं विधिवदार्षो धर्म स उच्यते ॥**

**ભાવાર્થ**.—ધર્મશાસ્ત્રમા કહેવા પ્રમાણે એક ગાય અને એક બળદ અથવા તો બે ગાય ને બે બળદ વરની પાસેથી લઈને વિધિ પ્રમાણે તેને કન્યાદાન કરવામા આવે છે, તેને આર્ષવિવાહ કહે છે

**(૪) सहोभौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।**
**कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधि स्मृतः ॥**

**ભાવાર્થ**—કન્યાદાન દેતી વખતે "**सहोभौ चरतां धर्मम्**" તમે બન્ને સાથે રહીને ધર્માચરણ કરો, એવું વચન કહીને વર તથા કન્યાની પૂજા કરીને વરને કન્યાનુ દાન કરવુ, તે **પ્રાજાપત્યવિવાહ** કહેવાય છે.

**( ૫ ) * ज्ञातिभ्यो द्रविण दत्त्वा कन्यायै चैव शक्तितः ।**
**कन्याप्रदान स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥**

**ભાવાર્થ**:—કન્યાના માબાપને અથવા તો તેના સગાવહાલાંને ધન આપીને તથા કન્યાને પણ શક્તિ પ્રમાણે પલ્લા તરીકે ધન આપીને સ્વચ્છદપણે ( શાસ્ત્રાનુસાર નહિ ) કન્યાને પરણવામા આવે છે, તે **આસુરવિવાહ** કહેવાય છે

**(૬) इच्छयान्योन्यसयोगः कन्यायाश्च वरस्य च ।**
**गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभव ॥**

**ભાવાર્થ**:—કન્યા અને વર અન્યોન્યની ઇચ્છાથી એક બીજાને પરણે છે તે વિવાહને ગાંધર્વવિવાહ જાણવો અને તે વિવાહ એક બીજાના ભોગની કામનાથી થાય છે.

---

***यासां नाददते शुल्क ज्ञातयो न स विक्रयः ।**
**अर्हणं तत्कुमारीणामानृशस्यं च केवलम् ॥**

**ભાવાર્થ**—સબધીઓ કે જે કન્યાનુ મૂલ્ય લેતા નથી, પરતુ વરની પાસેથી કન્યાને માટે પલ્લુ લે છે તે વેચાણ ગણાતુ નથી, પણ તે તો કવળ દયાને લીધે કન્યાનો સત્કાર કર્યો ગણાય છે

મનુ.

(૭) हत्वा छित्त्वा च भित्त्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥

ભાવાર્થઃ—કન્યાના સંબંધીઓને મારી નાંખીને તથા તેઓનું છેદન ભેદન કરીને રડતી અને ચીસો પાડતી કન્યાનુ ઘરમાથી બલાત્કારે હરણુ કરી જવુ, તે રાક્ષસવિવાહ કહેવાય છે.

(૮) सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥

ભાવાર્થઃ—સુતેલી, કેફી વસ્તુના ઘેનમા પડેલી તથા બેભાન થઇ ગયેલી કન્યા સાથે એકાન્તમા સંભોગ કરવો, તે પૈશાચ્યવિવાહ કહેવાય છે અને સર્વ વિવાહમા તે વિવાહ મહા પાપી અને અધમ કહેવાય છે.

આ પ્રમાણે મનુ મહારાજે વિવાહના જે આઠ પ્રકાર દર્શાવ્યા છે તેમાના પ્રથમના ચાર ચડતે ક્રમે (પ્રાજાપત્યથી બ્રાહ્મ સુધી) ઉત્તમ ગણ્યા છે અને બાકીના ચાર ઉતરતે ક્રમે (આસુરથી પૈશાચ સુધી) અધમ કહ્યા છે.

હવે આગળ વધીને આપણા પરમપૂજ્ય મનુજી કહે છે કે, જે ચડતા ક્રમવાળા ચાર વિવાહ છે તે વિવાહદ્વારા ઉત્પન્ન થયેલી સંતતિ (પ્રજા) સદાચરણી નીવડે છે અને જે ઉતરતા ક્રમવાળા ચાર વિવાહ છે તે વિવાહદ્વારા ઉત્પન્ન થયલી સંતતિ દુરાચરણી નીવડે છે. મહર્ષિ મનુ વદે છે કે —

अनिन्दितैः स्त्रीविवाहैर निंद्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ॥

ભાવાર્થઃ—મનુષ્યોને ઉત્તમ પ્રકારના વિવાહથી ઉત્તમ પ્રજા ઉત્પન્ન થાય છે અને અધમ વિવાહથી અધમ પ્રજા ઉત્પન્ન થાય છે, માટે નિન્દિત વિવાહો કરવા નહિ.

ઉત્તમ વિવાહોમા શા શા પ્રકારના ગુણો રહેલા છે અને અધમ વિવાહોમા શા શા પ્રકારના દોષો રહેલા છે તે વિષે મહાત્મા મનુ કહે છે કેઃ—

दश पूर्वान्परान्वंश्यानात्मानं चैकविंशकम् ।
ब्राह्मीपुत्र सुकृतकृन्मोचयेदेनस पितॄन् ॥

ભાવાર્થઃ—બ્રાહ્મ વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્યનાં કામ કરે તો પોતાના પિતા, પિતામહ વગેરે દશ પૂર્વજોને, પુત્ર, પૌત્ર વગેરે

દશ થનારા વંશજોને તથા એકવીશમા પોતાના આત્માને પાપમાંથી છોડાવે છે.

**दैवोढाजः सुतश्चैव सप्त सप्त परावरान् ।**
**आर्षोढाज [illegible] काया[illegible]जः सुतः ॥**

**ભાવાર્થ:**—દૈવ વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્ય કર્મ કરે તો તે સાત થઈ ગયેલા પૂર્વજોને અને સાત થનારા વંશજોને તારે છે, આર્ષ વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્ય કર્મ કરે તો તે પોતાની થઇ ગયલી ત્રણ પેઢીને તથા થનારી ત્રણ પેઢીને તારે છે, પ્રાજાપત્ય વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્ય કર્મ કરે છે તો તે થઇ ગયેલી છ પેઢીને તથા થનારી છ પેઢીને તારે છે.

**ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।**
**ब्रह्मवर्चस्विनः पुत्र जायन्ते शिष्ट समताः ॥**

**ભાવાર્થ**—બ્રાહ્મથી માંડીને અનુક્રમે ચાર વિવાહોથી જે પુત્રો ઉત્પન્ન થાય છે તેઓ બ્રહ્મતેજવાળા તથા શિષ્ટ પુરૂષોમા સારા માન્ય થાય છે.

**रूपसत्त्वगुणोपेता धनवन्ता यशस्विनः ।**
**पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ।**

**ભાવાર્થ.**—વળી તે પુત્રો રૂપાળા, સત્ત્વગુણસંપન્ન, ધનવંત, યશસ્વી, સંપૂર્ણ વિભવવાળા અને ધર્મિષ્ઠ થાય છે તથા સો વર્ષ સુધી જીવે છે.

**इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिन ।**
**जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विष : सुता : ॥**

**ભાવાર્થ.**—તે શિવાયના બીજા દુષ્ટ વિવાહોથી ઉત્પન્ન થયેલા પુત્રો ઘાતકી, અસત્યવાદી અને વૈદિકધર્મની નિંદા કરનારા જન્મે છે

**મહર્ષિ** મનુનો આ વિચાર કેટલો સૂક્ષ્મ છે? જરા ઉંડા ઉતરીને જાણ્યા પછીજ તેનો ખરો ખ્યાલ આવી શકે તેમ છે. જે વિવાહમા સર્વ પ્રકારની પવિત્રતા જળવાઇ હોય તે વિવાહથી ઉત્પન્ન થયેલી સંતતિ સારી થાયજ હાલકાળ ઉચ્ચ વર્ણમા પણ

આસુરવિવાહની ઘણે દરજ્જે હસ્તી જોવામાં આવે છે અને તેવા વિવાહથી ઉત્પન્ન થયેલી સંતતિના આચરણ જુઓ. મહાત્મા મનુ સરખા આપણા પૂર્વજો કેવા બુદ્ધિમાન તથા દીર્ઘદૃષ્ટિવાળા હતા તેની આ ઉપરથી આપણને સંપૂર્ણ ખાત્રી છે. વિવાહાદિ કાર્યોમાં જે ઉત્તમ સંસ્કાર જોઇએ તે નહિ હોવાને લીધે હમણાં જે સ્થિતિ ઉભી થઇ છે તે અતિશય શોકકારક છે. લગ્નદ્વારા પોતાની સંતતિને સુખી જોવાની ઇચ્છા રાખવાને બદલે પોતેજ તેમાંથી ધનાઢ્ય બની જવાની ઇચ્છા રાખનાર માબાપ ખરેખર નરકનાજ ગામી છે.

શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે:—

आदौ कुलं परीक्षेत ततो विद्यां ततो वयः ।
शीलं धनं ततो रूपं देशं पश्चाद्विवाहयेत् ॥

**ભાવાર્થ**—પ્રથમ કુળની, પછી વિદ્યા, અવસ્થા, સ્વભાવ, ધન, રૂપ, તથા દેશની પરીક્ષા કરી વરકન્યા પરણાવવા.

કન્યાવિક્રયનો કરનારો આમાનુ શું જુએ છે? શુ તે કુલ જુએ છે? વિદ્યા જુએ છે? અવસ્થા જુએ છે? રૂપ જુએ છે કે દેશ જુએ છે? માત્ર ધન જુએ છે અને તે પણ પુત્રીના હિત માટે નહિ; પરન્તુ પોતાના હિત માટે બહુવાર લકાની લાડી અને ઘોઘાના વર જેવુંજ થાય છે અવસ્થા, કદ, રૂપ તથા કુલ જોવાની તો તેને ગરજજ નથી એટલે જુએ પણ શા સારૂ? અને આ વાત પણ સાચી છે કે કુળ જોવાની પ્રથમ જે ઉત્તમ પ્રણાલિકા હતી તે હવે નાશ પામી છે. હવે તો કુળ જોવાની રૂઢી કેવળ દ્રવ્ય અગર તો પદવીની જોડેજ સંબંધ રાખનારી થઇ પડી છે. રૂપ અને કદની વાત તો એક બાજુએ રહી; પરંતુ કન્યાવિક્રયનો કરનારો વધારે ધન મેળવવા માટે પોતાની પુત્રી વયોવૃદ્ધનેજ ઘણુ કરીને આપે છે હવે વિચાર કરો કે કયાં એક તરૂણ સ્રી અને કયાં એક વૃદ્ધ પુરૂષ! આ બે વચ્ચેનો આ પ્રકારનો સંબંધજ સૃષ્ટિક્રમથી વિરૂદ્ધનો છે. આથી પરસ્પરનું અંતઃકરણ એકતા ધારણ કરી શકેજ નહિ અને તે સબબને લીધે અનેક પ્રકારના અત્યાચારો થાય છે કે જે જ્ઞાતા પુરૂષોના જાણવામાં છે. વૃદ્ધ પુરૂષની યુવાન સ્રી અનીતિને માર્ગે ન ચડે એ તો તે વૃદ્ધ પુરૂષનું મ્હોટુ સુભાગ્યજ સમજવું આવાં લગ્નો બિલકુલ ઇચ્છવા યોગ્ય

નથી; કારણ એથી અનેક પવિત્ર કુટુમ્બોમા લાંછનો તથા વર્ણ-સકરતાનો ઉદ્ભવ થવા પામ્યો છે અને પામે છે

પુત્ર અગર પુત્રીના લગ્નમાંથી પોતાનો અર્થ સાધવો અને ખાસ જેના લગ્ન કરવામા આવે તેનો ન જોવો, એ માબાપનું કાર્ય અતિ નિંદવા લાયકજ કહેવાય મહાત્મા મનુએ આપણને આ ખરૂં રહસ્ય સમજાવ્યું છે અને તે એજ કે જેવા પ્રકારનો વિવાહ તેવા પ્રકારની સંતતિ આસુરવિવાહમા અતિ નિષેધ કરવામાં આવેલા સ્વાર્થનુ મિશ્રણ છે અને તે વિવાહવડે ઉત્પન્ન થયેલી સંતતિ બહુ ભાગે દુરાચરણી થવીજ જોઇએ પ્રથમ તો આસુરવિવાહમાં અસમ વિવાહનું તત્ત્વ ભળેલુ હોય છે અને તેથી તેમા ખરા પ્રેમની હસ્તી હોતી નથી. હવે જે પ્રેમ વગરના લગ્ન છે અગર તો જે લગ્ન બળાત્કારે કરાવવામા આવેલા હોય છે, તેમાથી ઉત્તમ પ્રકારની સંતતિ ઉત્પન્ન થવાની આશા રાખવી વ્યર્થ છે. વખતના વહેવાની સાથ હાલકાળ ભવિષ્યની સંતતિમા જે દોષો દાખલ થતા ગયા છે અને હજી પણ થતા જાય છે તેના અનેક કારણોમાં આસુરવિવાહ પણ એક મુખ્ય કારણરૂપ માનીએ તો તેમાં કાંઇ ખોટું નથી આસુરવિવાહમા ઘણે દરજ્જે સમાનતા તો રહેતીજ નથી કે જે વાત ઇસારાના રૂપમા હુ આગળ પણ જણાવી ગયો છું અને જ્યા સમાનતા ન હોય ત્યા ભાગ્યેજ પવિત્રતા જળવાય. જે લોકો કન્યાવિક્રય કરે છે તે લોકો પોતાની પુત્રીને માટે યોગ્ય પતિ જોવાની ખટપટમા ઘણુ કરીને ઉતરતાજ નથી. તેમાંના બહુ ભાગે તો જે તેને વધારે પૈસાની રકમ આપે છે તેવાને પોતાની પુત્રી આંખ વીંચીને દઇજ દે છે આ સબબને લીધે પણ સારી સતતિ ઉત્પન્ન થવાનો સભવ નથી. ગુણ, સ્વભાવની વાત હમણા કદાચ આપણે બાજુપર રાખીએ અને માત્ર પુરૂષના વયનોજ વિચાર કરીએ તોપણ આપણને સાફ જણાઇ આવશે કે તેની જોડે જેણીનો પનારો પાડવામા આવે છે તેણીને તેથી જોઇએ તેવો સતોષ ઉપજતો નથી અને જ્યારે તેમ બનતું નથી ત્યારે તેણીના અતઃકરણમા સ્વાભાવિકજ વ્યભિચારી ભાવનાનો ઉદ્ભવ થાય છે અને ફરીથી કહેવુ પડે છે કે, તેવી ભાવનાજ પછી અધમ સતતિ ઉત્પન્ન કરવામા ઉત્તેજક થઇ પડે

છે. હાલ ઘણુ કરીને કામી, કપટી, જૂઠું બોલનાર, વ્યસની, અલ્પાયુ, રોગી તથા પોતાના માબાપ કે મુરબ્બીઓ પ્રત્યે અભાવ રાખનાર જે સંતતિ ઉત્પન્ન થાય છે તેમાં ક્યાંક ક્યાંક ગુપ્ત રીતે આવો ભેદ પણ સમાયલો હોય છે

આપણા પરમપૂજ્ય મનુમહારાજે વિવાહના જે આઠ પ્રકારો બતાવ્યા અને તેમાં પ્રથમના ચારની પ્રશંસા કરી અને પછીના ચારની નિંદા કરી એ રહસ્ય પણ આપણે જાણ્યું. સામ્પ્રત-સમયમાં પ્રથમના ચાર વિવાહનું અસ્તિત્વ તો રહ્યુજ નથી; કારણ પૂર્વનો સમય જૂદો હતો અને હાલનો જૂદો છે, તોપણ એટલું તો ખરૂં કે, જે કુટુમ્બો અદ્યાપિ પણ ઉત્તમ વિચારના છે અને હજી પણ આપણી આ ભરતભૂમિને શોભાવે છે તેવા કુટુમ્બોમાં જે લગ્ન થાય છે તેમાં કેટલીક પવિત્રતા એનીમેળેજ જળવાયલી રહે છે, માત્ર તેની અંદર વધારે પ્રમાણમાં જે ભૂલ થાય છે તે વિવાહવિધિ યથાર્થ નહિ હોવાનીજ છે જો પ્રાચીન વિધિ પ્રમાણે પરસ્પરના ધર્મોનુ પરસ્પરને જ્ઞાન આપી લગ્ન કરવામાં આવે તો તેવાં લગ્નો સર્વાંશે વખાણવા લાયકજ ઠરે એમાં શક નહિ. આથી તમે જાણી શકશો કે મારી આ ટીકા આપણા સમસ્ત દેશબન્ધુઓ માટેની નથી. આ તો જે ટીકા છે તે ખાસ કન્યા-વિક્રય કરનારાઓના સંબંધમાંજ છે ચ્હાય તો બ્રાહ્મણ હોય, ચ્હાય તો ક્ષત્રિય હોય અગર ચ્હાય તો વૈશ્ય હોય, પરન્તુ હમણાં જેઓના તરફથી પૈસાના લોભને લીધે પોતાની કન્યાના વિવાહ કર-વામાં આવતા હોય તેઓ, પૂર્વે કહેવાયલો અને શાસ્ત્રથી અતિ નિંદિત ગણાયલો આસુરવિવાહજ કરે છે. શાસ્ત્રકારોએ શૂદ્ર સરખાને પણ પોતાની કન્યાના બદલા તરીકે એક પાઇ જેટલી નજીવી રકમ લેવાની સાફ મના કરી છે તો પછી તે ઉચ્ચ વર્ણને તો તેમ કરવાની છૂટ શી રીતે આપે? અધુના બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જ્ઞાતિ-માના જેઓ આ પ્રકારના અધર્મથી વર્તે છે તેઓ દીકરીના દામ લેવા છતાં પણ નિર્વાહના સંબધમાં કેટલા દુઃખી છે, એટલુંજ નહિ પરન્તુ તેવા લોકોની ન્યાતમા, ગામના મહાજનમાં તથા દેશ-દેશાવરમાં કેવી આબરૂ છે એ વાતનો જેણે અનુભવ કર્યો હોય અગર તેવા લોકોની સ્થિતિનું જેમણે બારિક અવલોકન કર્યું હોય તમનેજ તેમની બરાબર ખબર પડે.

જે કુટુમ્બમાં કન્યાવિક્રય થયેલ હોય છે તે કુટુમ્બમાં ઘણે દરજ્જે અન્ન અને દાતને વૈર જેવુંજ દેખાય છે. એવા માબાપના પુત્રો પણ એવો ઉતરતો દેખાવ કરનારા નીવડે છે કે કાંઇ બાકીજ નહિ! વળી જ્યાં એ દુષ્ટોએ પોતાની દીકરી આપેલી હોય છે ત્યાં ઘણે ભાગે તેણી દુઃખી હોય છે અગર તો તે બિચારી વયે પહોંચેલાને અપાયલી હોવાથી સંસારસુખથી વિમુખ (બેનશીબ) અથવા તો વિધવા થઇને બેઠેલી હોય છે! આ માબાપોની કેટલી ક્રૂરતા! આ તેમનો કેટલો અઘટિત લોભ! આવા લોકોની હસ્તીથી જનસમાજની પણ કેવડી મ્હોટી હાનિ! જ્યા આવા લોકોની સંખ્યા વધારે હોય અગર તો વધતી જતી હોય, જ્યાં તેને માટે કાંઈ પણ સખ્ત બંદોબસ્ત કરવામા ન આવે, જ્યાં એવા કાળા મેંઢાંના અયોગ્ય વિચારમાં મળી જનારા અગર તો તેઓને કોઇપણ પ્રકારનું ઉત્તેજન આપનારા હોય, જ્યા ન્યાતના પટેલીઆ અગર કહેવાતા આગેવાનોજ એવા અધર્મને માર્ગે જનારાને બહેકાવનારા અગર તો સહાય કરનારા હોય અને જ્યા હરેક રીતનો ઢાક પીછોડો થતો હોય અગર તો આખ વીચામણા જેવો કાર્યભાર ચાલતો હોય, ત્યા પછી સામાન્ય સુખ કે દેશના ઉદયની કાઇ પણ આશા રાખવી એ ઝાંઝવાના જલ જેવીજ આશા છે.

જે માબાપો કન્યાવિક્રય કરે છે તે જો તમે મારા મુખથી ખરૂં કહેવડાવતા હો તો હુ કહીશ કે તે પોતેજ વેચાય છે! કારણ કન્યા પણ માબાપના અંગ ઉપાગનો એક ભાગજ છે. વધારે આશ્ચર્ય-કારક અને ખેદજનક તો આ છે કે ધનલોભમા અંધ બનેલા આ લોકો આટલી બારીકીમા કદાચ ન ઉતરી શકે અને એવા ઉંડાણુમાં ધારો કે ન જઇ શકે, તથાપિ તેઓ એટલો પણ વિચાર કરતા નથી કે જે દીકરીને આપણે વેચીએ છીએ તેણીની જોડે આપણો પોતાનો સંબંધ કેટલો નિકટનો છે! મા અને બાપ એટલે શું? ક્ષેત્ર ક્ષેત્રજ્ઞજ. આનું ગૌરવ પણ કેટલુ મ્હોટુ! માબાપ વગર પુત્ર અગર પુત્રીનુ હિત જોનાર આ જગત્મા બીજુ કોણ! અને જ્યારે કોઇ પણ નહિ; ત્યારે માબાપનો પોતાના સન્તાનો પ્રત્યેનો ધર્મ કેવો અગત્યનો સમજવો? ખુદ માબાપજ પોતાની સંતતિનું અનિષ્ટ ઈચ્છે અને તેનુ હિત બગાડે ત્યારે જેનુ હિત એવી રીતે બગડે છે તેણે કોની આગળ જઇને ફરિયાદ કરવી અને તેનો ચૂકાદો પછી કોણ આપી

શકે ? અગર તો તેની વ્હારે કોણ ચડે ? આવા ઘાતકી માબાપોએજ આવા પવિત્ર દેશની પવિત્ર પ્રજાને કલકિત કરી છે અને ખરેખર જે લોકો આ દેશની પ્રજા કરતા ધર્મ, કર્મ કે આચાર વિચારમા ઉતરતા છે છતા પણ, કન્યાવિક્રય નથી કરતા તે લોકો, એવા હરામખાઉ લોકોથી ચડતા નંબરના છે એવા લોકોમાના ઘણા લોકો આપણા લોકોને મેણા મારે છે કે તમે તમારી દીકરીને વેચનારાથી અમો કે જે અમારી દીકરીને નથી વેચતા તે, તમારા કરતા હજાર દરજજે સારા છીએ !

કેટલાક એવી વડાઇ લે છે કે અમારી કોમ બીજી કોમ કરતાં ઊંચી છે, અમારો ઋષિમુનિ પ્રણીત આચાર વિચાર પણ ઉત્તમ છે; અમે અહિંસાધર્મ પાળનારા છીએ; ઇત્યાદિ આવા દાંભિકોને એટલોજ જવાબ આપી શકાય કે એ બધી તમારી વડાઇનું વજન, તમારામા જે કન્યાવિક્રયનો દુષ્ટ ચાલ પ્રવર્તમાન થયો છે તેની આગળ કેવળ ઘટી જાય છે. કેટલાક વળી અભિમાન કરે છે કે 'જે કરશે તે ભરશે' જે કન્યાવિક્રય કરનારા હોય તે તેનુ ભોગવે અમે કાઇ કન્યાવિક્રય કરતા નથી કે અમારે તેનુ કાઇ પણ ફળ ભોગવવું પડે. આ પણ એક છૂટી જવાની બારી છે. શાસ્ત્રકારો તથા હાલનો કાયદો, જે લોકો પોતાની નજર આગળ થતા પાપને જો તે અટકાવવા સમર્થ હોય તેમ છતા અટકાવે નહિ, તો તેને પણ અપરાધી ગણે છે. જ્ઞાતિ એ શુ છે ? અને તેનુ બધારણ કેવા પ્રકારનું છે? તેમાં જો કોઇ પણ અનિષ્ટ કામ થાય તો તેના થોડા ઘણા છાટા જ્ઞાતિ તથા સબધીઓને પણ ઉડે છે જો જ્ઞાતિજનો તથા લાગતા વળગતા જાણી જોઇને અગર તો સ્વાર્થને લીધે નિંદવા લાયક કામ તરફ આખ આડા કાન કરે તો તે અપરાધ કરનારને સહાયતા આપનાર તરીકેજ ગણાય જ્ઞાતિ એ કુટુમ્બજ છે કુટુમ્બમા જો કોઇ પણ પ્રકારના પાપાચરણની હસ્તી હોય તો તે કુટુમ્બની જનસમાજમા જેમ નિદા થાય છે અને કાળેકરીને જેમ તેનો નાશ થાય છે તેમ જ્ઞાતિમાં જો કોઇ પણ પ્રકારનુ પાપાચરણ ઉપસ્થિત થાય તો જ્ઞાતિના સભ્યો તેને નિર્મૂળ કરવા માટે કર્તવ્ય ( ફરજ ) થી બધાયલા છે. જો તેઓ તેમ ન કરે તો જે પાપ થાય છે તેજ પાપના તેઓ પણ ન્યૂનાધિક અંશમા ભાગીદાર થાય છે અને તેનો

બદલો જેમ પાપ કરનારને કાળેકરીને કુદરત તરફથી મળે છે; તેવીજ રીતે જ્ઞાતિના અગ્રેસરોને પણ અમુક રૂપમાં મળે છે. જે જ્ઞાતિમાં કન્યાવિક્રય જેવું મહાપાપ થાય છે તે જ્ઞાતિમા ભલે બીજા તેવું પાપ કરનારા ન હોય તોપણ તેમની પણ અગાઉ કરતાં ક્ષતિ ( પડતી ) થતીજ ચાલી છે પાપ એ એવું તો દુઃખરૂપ છે કે જ્યાં તે થાય છે ત્યાનાજ નહિ; પરન્તુ તેની જોડે સંબંધ રાખનારાઓના આસપાસના વાતાવરણને પણ તે બગાડે છે. જ્યારે એક વાચા વગરની ગરીબ ગાય જેવી પુત્રીના લોભવશ થયેલા માબાપજ શત્રુ થઇને ઉભા રહે છે ત્યારે તે બિચારી પછી પોતાના ભાઇઓ, કાકા, મામા તથા જ્ઞાતિના આગેવાનો તરફ નજર ફેરવે છે અને જ્યારે તે પણ તેણીની વ્હારે નથી ચડતા ત્યારે તેણી આશાભંગ થઇ નિરૂપાય બને છે અને તેથી તેણીના અતઃકરણમાં-થી જે અનાયાસ નિસાસો નીકળી જાય છે તે નિસાસાની ઉંની વરાળ પછી કોઇને થોડી તો કોઈને ઘણી પણ સ્પર્શ કરી જાય છે અને તેથી આખી જ્ઞાતિની સ્થિતિ ઉદયને બદલે અસ્તમા ફેરવાઇ જાય છે જો દરેક જ્ઞાતિ પોતાની આગલી પાછલી દશાનો વિચાર કરશે તો તેને જણાશે કે આ કથનમા કેટલું વજુદ છે.

જે કુટુમ્બમા કન્યાવિક્રય કરનારો પેદા થયો તે કુટુમ્બ ગમે તેવું પવિત્ર ગણાતુ હોય તો પણ પછી તે કલકિત થઈ ગયલુ ગણાય છે. કુટુમ્બમા જો એકજ સુપુત્ર ઉત્પન્ન થાય છે તો કુટુમ્બને ઉર્જ્વલ કરે છે, પરન્તુ જો કુટુમ્બમા કોઇ કુપુત્ર પેદા થાય છે તો તે પોતાના બાપદાદાનુ નામ બોળે છે! કન્યાનો વિક્રય કરનારો અને તે દ્વારા મળેલા ધનવડે ખુશી થનારો કુળને એબ લગાડનારોજ છે. શાસ્ત્રકારો કહે છે કે, જે કુળની અદર અઘટિત વિવાહ થાય છે, સદાચરણનુ ઉલ્લઘન થાય છે, યથોચિત દાન થતું નથી તથા ન્યાયને માર્ગે ધન સપાદન કરવામા આવતુ નથી તે કુળની કુલીનતા તથા શોભા જતી રહે છે

શાસ્ત્રકારોનો આ સિદ્ધાન્ત અક્ષરશઃ મનન કરવા યોગ્ય છે. હાલમાં ઉત્તમ કુળ કોણને કહેવુ અને ઉતરતુ કોણને કહેવું તેની ખરેખરી વ્યાખ્યા બાંધવી મુશ્કેલ થઇ પડી છે. ઘણે દરજજે કુળાચરણ સામે તો કોઇ જોતુ પણ નથી ! જે પાચ પૈસે સુખી હોય તેને કુલીન માન-

વામા આવે છે અને કાં તો જેના બાપદાદા પૂર્વે મ્હોટા ન્યાતવરા અગર તો કાંઇક એવાજ પ્રકારના કાર્યો કરી ગયા હોય તેને કુલીન માનવામાં આવે છે; પછી ભલે તેના ઘરમા એક રાતી પાઇ સરખી પણ ન હોય અગર તો ભલે તે મૂર્ખનો શિરોમણી, શરીરે નિર્બળ તથા ખોડખાપણવાળો હોય !

મનુષ્યની વિચાર શકિત જ્યારે ગુમ થાય છે ત્યારે શુ પછી કોઇ વાતની પણ ખામી કે બાકી રહે છે? અજ્ઞાનતાનો પ્રચાર થવાથી તથા શાસ્ત્રોની ખરી આજ્ઞા સાભળવા તથા પાળવાની ઇચ્છાનો લોપ થવાથી સમાજમા ન સહન થઇ શકે એવી સ્થિતિ ઉભી થઇ છે 'ઢમઢોલ અને માહ્ય પોલ' જેવી સ્થિતિ ભોગવનારા અગર તો પાતકીને કુળવાન માનવામા આવે અને તેવાના ઘરમાં આંખ વીચીને દીકરી આપવામા આવે એ પણ આ જમાનાની બલિહારી છે!

કુળના સબધમા શાસ્ત્રકારોના આગળ જણાવેલા વિચારોનો ખ્યાલ કરો અને કન્યાવિક્રય કરનારાઓના તથા માત્ર નામના કુળમાં અજાઇ જનારાના તેથી ઉલટા આચરણોનો ખ્યાલ કરો. સાફ સમજાય છે કે કન્યાવિક્રય કરનારાઓ તથા એકલુ નામનુ કુળ જોનારાઓ ઘટિત વિવાહ કરતા નથી એક વ્યકિત જયારે પૈસાની લાલચમા ફસાય છે ત્યારે બીજી વ્યકિત માત્ર કહેવાતા કુળના નામમાંજ લલચાય છે. કન્યાને વેચી એટલે તેઓ સદાચરણનુ ઉલ્લઘન કરનારાજ છે. એવા લોકોથી પાત્રના કરમા દાન આપવાનુ તો બની શકતુ જ નથી, કારણ કે જે મહાલોભને વશ થઇ કન્યાનું વેચાણ કરવામા પ્રવૃત્ત થયેલો હોય તેને દાન કરવાની તો કયાથીજ સૂજ પડે ! અને આતો વધારે સ્પષ્ટજ છે કે તેઓ જે ધન મેળવે છે તે ન્યાયમાર્ગમાંથી મેળવેલુ નથી હોતુ; પરતુ અન્યાયને રસ્તેથી મેળવેલુ હોય છે. આવા મહાપાપને રસ્તેથી મેળવેલું ધન, જો શેષ પુણ્ય ખાવાનો વખત વહી ગયો હોય તો ત્રણ દિવસ, ત્રણ માસ કે બહુ તો ત્રણ વર્ષ ટકે છે અને વચ્ચે કેટલાક કાર્યોનો સુયોગ હોય તો છેવટ દશ વર્ષ રહે છે, પરન્તુ એ કરતા વધારે વખત રહેતું નથી એમ સત્પુરૂષો જણાવે છે. ચોર, લૂટારા કે જુગારીઓની કયાય મ્હોટી હવેલીઓ બધાઇ નથી. કન્યાવિક્રય કરનારાઓ આ ત્રણે દુર્ગુણોને ધારણ કરનારા છે. પ્રથમ તો તેઓ ખરેખરા ચોર છે, કારણકે તે લોકો

બહુજ છાની રીતે કન્યાવિક્રય કરે છે, પોતાનો ગુપ્ત હેતુ કોઇને જાણવા દેતા નથી બીજું તેઓ લૂટારા પણ છે, કારણ પોતાની વહાલી પુત્રીનુ સુખ તેઓ પોતેજ લૂંટી લે છે ત્રીજું તેઓને જુગારીની પંક્તિમાં પણ મૂકી શકાય, કેમકે જે વધારે પૈસા આપે છે તેને તે દુષ્ટો પોતાની પ્યારી પુત્રીને સોપી દે છે, એટલે જેના પોબાર પડે છે તેજ તેની પાસેથી તેણીને મેળવે છે.

હવે વિચાર કરો કે આ જગત્મા ચોર, લૂટારા કે જુગારી જેવી બીજી ધિક્કારવા લાયક કઇ વ્યક્તિ છે? કન્યાવિક્રય કરનારાઓમાં આ ત્રણે દોષની હસ્તી છે અને તેથી તેના જેવા અધમ બીજા ભાગ્યેજ દેખાડી શકાય. આ શિવાય પણ કન્યાવિક્રય કરનાર પોતાની પુત્રીનો મ્હોટામા મ્હોટો દુશ્મન છે એક કસાઇ જેમ ગરીબ ગાયના ગળા ઉપર પોતાના હાથમાંની ચળકતી તૈયાર છરી ફેરવી તેને રહેસી નાખે છે તેવીજ રીતે કન્યાવિક્રય કરનારા પોતાની વાચા રહિત બાળાના હિતની દોરીને સ્વાર્થને માટે પોતાના હૃદયમા સતાડીને રાખેલી લોભરૂપી છરીવડે કાપી નાંખે છે!

આ જગત્ નાશવત છે જેમ એક પાણીથી ભરેલો વહેળો (વીરડો) છે, તેવોજ આ સસાર છે વીરડામાનુ પાણી જેમ ઉલેચાવા છતા ફરી ભરાય છે તેમજ જે સ્થાન ખાલી પડે છે તે સ્થાન અન્યથી પાછુ તેનો જ્યારે પરિપાક આવે છે ત્યારે પૂરાઇ જાય છે આવા એક નાશવત સંસારમા જન્મ ધરી જે સત્કાર્ય નથી કરતો અને તેને બદલે દુષ્કાર્ય કરે છે તેની બહુજ મ્હોટી ભૂલ થાય છે અને તે ભૂલ પણ એવી છે કે જે વર્તમાન તથા ભવિષ્યને ખરાબ કરે છે એક વખત જે બાજી હાથમાથી ગઇ તે ગઇજ! તે ફરી હાથમા આવતી નથી અને ધારો કે કદાચ આવી તો તે મૂળરૂપમા રહેતી નથી તેની દીપ્તિ ઘટી ગયેલી હોય છે

કુદરતે સર્વ પ્રાણધારીઓ ઉપર મરણનો ભય મૂકી દીધો છે. આપણે ફક્ત પાચ ગાઉને અતરે એક ગામથી બીજે ગામ જવુ હોય તો સાથે ભાથુ (ખાવાનું) બાધી જવાની ઇચ્છા કરીએ છીએ, તોપછી મરણ થવા બાદ જીવ કયા જાય છે તેની કોઇને ખબર પડતી નથી, એટલુજ નહિ પરન્તુ તેની ત્યા શી સ્થિતિ

થવાની છે તે વિષે પણ કોઇ જાણવા સમર્થ નથી. આમ છતાં પરલોકને માટે આપણે સત્કાર્ય રૂપી ભાથુ જો ભેળુ લઇ ન જઇએ તો આપણા જેવા મૂર્ખ બીજા કોણ ? દરેક ધર્મના પુસ્તકોમાં મહાન પુરૂષો તરફનું સદાચરણ તથા દુરાચરણના સબધમાં ખાસ વિવેચન છે અને એજ કોઈ પણ પ્રકારની ચચળતાને સ્થિર કરનારૂં તથા શિથિળતાને દ્રઢ કરનારૂ છે, છતાં પણ મનુષ્ય સરખી ઉત્તમ વ્યક્તિમાં અવતાર ધરીને જે લોકો ધર્મકર્મનો કે નીતિનો વિચાર નથી કરતા તેવા લોકોને મનુષ્યની ઉપમા આપી શકાય કે નહિ ? આ એક અગત્યનો પ્રશ્ન છે.

**अहितहित विचारशून्यबुद्धेः**
**श्रुतिनि ग्णैर्बहुमिस्तिरस्कृतस्य ।**
**उदरभरण मात्रकेवलेच्छो :**
**पुरुष पशोश्च पशोश्च का विशेषः ॥**

**અર્થઃ**—અહિત તથા હિતરૂપ વિચારે કરી શૂન્ય બુદ્ધિવાળા અને ઘણા વિદ્વાનોએ તિરસ્કાર કરેલા માત્ર ઉદર ભરણની ઇચ્છા રાખનાર પુરૂષપશુ તથા પશુમા શું વિશેષ છે ?

કેવળ ધનને અર્થે જે પુરૂષ લાકડે માંકડુ વળગાડી દે છે અગર તે કામમા જે નિષ્ઠુર હૃદયવાળા અનુમોદન આપે છે અર્થાત્ દલાલી કરે છે તે લોકો પોતાને મળેલા ઉત્તમ જન્મને અસુરની પંક્તિમાં મૂકે છે, કારણ અસુરના હૃદયમા રચ માત્ર દયા હોતી નથી અને તેથી જે કન્યાવિક્રય કરનાર અગર તો તેવી વાતને ટેકો આપનાર છે તે મનુષ્યના આકારમાં અસુરજ છે. આ તો સંશય વગરની વાત છે કે જેમા દયાનો અશ નથી હોતો અને જે ગમે તેવું સ્વાર્થને માટે પાપનુ કામ કરવા તત્પર બની જાય છે તેને શાસ્ત્રકારો તથા અનુભવીઓ અસુરનુ નામ આપે છે આ કન્યાવિક્રય કરનારા પણ પોતાની પુત્રીનો જે વિવાહ કરે છે તે વિવાહને શાસ્ત્રકારોએ આ કારણથીજ આસુરવિવાહનું નામ આપેલુ છે અને તે યથાર્થ છે. જો ધધોજ કરવો હોય તો ધંધાની કયાં ખોટ છે ? જો મહેનત કરવી હોય તો મજુરીની કયાં ખોટ છે ? આ સૃષ્ટિના કર્તાએ દરેક સ્થાનમા અનેક પ્રકારના ધંધા રોજગારની વ્યવસ્થા કરી મૂકી છે. જે માણસ શારીરિક અથવા તો માનસિક શકિતનો સારે માર્ગે ઉપયોગ

કરી ધંધો કરવાની ઇચ્છા રાખે તેને એનીમેળેજ ધંધો મળી આવે છે. જ્યાં ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ તથા ઉત્સાહ છે ત્યાં દૈવ પોતે તેની આગળ હાજર થઇને તેને ધંધો શોધી આપે છે; પરન્તુ જ્યાં આળસ, જન્મભૂમિમાજ પ્રીતિ, બીકણપણુ, સ્ત્રી તથા બાળકો પ્રત્યેનો મિથ્યા મોહ, સંકોચવાળુ મન તથા વ્યસન છે ત્યા પછી ધંધાની હસ્તીજ રહેતી નથી કન્યાવિક્રય કરનારાને સહેલાઈથી ધન મળે છે એટલા માટે તેના શરીરમા આલસ્ય પ્રથમ વાસ કરે છે અને તેનું અંતઃકરણ તો પહેલેથીજ સંકોચવાળું હોય છે, કારણ એમ ન હોય તો તે કન્યાવિક્રય જેવા મહાપાપ તરફ પ્રેરાય નહિ. આ બે મ્હોટામાં મ્હોટા દોષને લીધે કન્યાવિક્રયનો કરનાર પછી કોઇ પણ ધંધામા પોતાનું મન પરોવી શકતો નથી અને કદાચ ધંધો કરવા માંડે છે તો તેમાં શાહુવટ તથા સાચવટની ગેરહાજરીને લીધે બરકત રહેતી નથી. ટુંકામા તેના પાપકર્મને લીધે તેનામા ધંધાને ખિલવવા જેટલી બુદ્ધિજ ઉત્પન્ન થતી નથી અને કદાચ જે હોય છે તે પણ કાળે કરીને જતી રહે છે

કન્યાવિક્રય કરનાર માબાપ કન્યાદાન આપવા બેસે છે એ પણ એક કેવું કુદરતના ક્રમથી વિરૂદ્ધ છે? જે કન્યાનો વિક્રય કરે છે તેને પછી કન્યાદાન દેવાનો અધિકારજ કયા રહે છે? આ પણ આધુનિક કાળનુ એક જબરૂ ફારસજ છે! થોડાજ વખત પહેલા એક દાખલો એવો બન્યો હતો કે એક કેળવાયલો પરણવા ગયો તેને ખબર હતી કે મારા સાસુ સસરાએ જે કન્યા મને પ્રાપ્ત થનારી છે તેના બદલા તરીકે મારા માબાપ પાસેથી અમુક રકમ લીધેલી છે તે ભાઇ સાહેબ પરણવા બેઠા અને કન્યાના માતપિતા કન્યાદાન આપવા આવ્યા. પરણવા આવનાર પેલા કેળવાયલાએ તેમને કહ્યુ કે, 'આ કન્યા, તમે જો કન્યાદાન ન આપો તાજ હુ સ્વીકારી શકુ જો તમારો કન્યાદાન આપવાનો આગ્રહ હોય તો હુ તેને સ્વીકારી શકતો નથી; કારણ તમે એના પૈસા લીધા છે તેથી તમારો કન્યાદાન દેવાના અધિકારનો લોપ થયો છે " સસરો કાંઇક સારા વિચારનો હતો અને તેણે થોડીક પોતાની મરજી અને થોડીક બીજાની ઇચ્છાને અનુસરી આ કામ કીધું હતુ. તે સમજી ગયો કે, જમાઇ ચાલાક છે અને જો તેના મનનુ અત્યારે સમાધાન કરી શકાશે નહિ તો લગ્નકાર્યમા ભારે વિગ્રહ ઉઠશે અને આપણી નિંદા થશે આવા ભયથી એકદમ જેટલા

રૂપીઆ તેણે પોતાની કન્યાના સામાવાળા પાસેથી લીધા હતા તેની કોથળી ઘરમા જઈ પેટીમાંથી ઉચકી લાવ્યો અને વિનયભાવથી કહેવા લાગ્યો કે, "જમાઇરાજ! તમે મારી અત્યારે પાપમય વૃત્તિને પુણ્યમાં જોડી દીધી તેથી હું તમારો આભાર માનુ છું અને તમારા સરખો મારી પુત્રીને યોગ્ય વર મળ્યો તેથી આનંદની સાથે હું પરમકૃપાળુ પરમેશ્વરનો પણ અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું. બોલો, હવે મને કન્યાદાન દેવાની આજ્ઞા આપો છો?" આ વખતે દ્રવિત ચિત્તવડે સસરાને જમાઇએ બે હાથ જોડી નમન કર્યું અને "સુખેથી હવે કન્યાદાન આપો" એમ સહર્ષ જણાવ્યુ જો આવા કેળવાયલા અને વિચારવંત જમાઈઓ ઉત્પન્ન થાય તો પણ કન્યાવિક્રયનો કેટલોક ત્રાસ અવશ્ય મટવા પામે; તો જો કે આ પ્રયોગ સર્વત્ર વિજયવંત નીવડે તેવો નથી, તથાપિ કોઇ કોઇ યોગ્ય સ્થાનમા તે ફળીભૂત થાય તેવો તો છે. હમણા જેટલા કન્યાવિક્રય કરનાર છે તે બધા કન્યાદાન દેવાનો તો માત્ર ઢોંગજ કરે છે; એટલુ જ નહિ પરન્તુ કન્યાવિક્રય કરવારૂપ એક પાપ તો તેઓ કરી ચૂકેલા હોય છે અને આ કન્યાદાન આપવાનું પ્રહસન લઇ બેસીને તેઓ આ બીજા પાપના પણ તેની સાથેજ ભાગી થાય છે.

આ વખતે એક એવો પ્રશ્ન કદાચ ઉભો થાય કે, જે લોકો બૂઢ્ઢાને બાળકી આપવા તૈયાર થાય છે તેઓ તો મનમાનતી રકમ મેળવી લે છે, પરન્તુ જે લોકો કાંઇક સારો જમાઇ શોધવાની ઇચ્છા ધરાવનારા હોય છે અને "બાઇના ફૂલ બાઇને અને ખમ્મા મારા ભાઇને" એવી કહેવતને અનુસરતો વ્યવહાર કરનારા હોય છે અગર જેઓ પોતાની કન્યાને પરણાવવામાં પોતાને અશકત જણાવે છે તેઓ સામાવાળા પાસેથી અમુક રકમ લેવાનું તો દબાણ કરે છેજ, તો જો કે આ રકમ ન્હાની હોય છે; તોપણ જેનો એવી રીતે પૈસા લેવાનો પેશો છે તે તો તે લે છેજ, વધારે તો આશ્ચર્યકારક આ છે કે જેને ઘોડીઆનુ સગપણ કહેવામા આવે છે અને જે એક જંગલી રસમ છે તેવા સગપણમા પણ જ્યારે વરકન્યા પરણવા યોગ્ય થાય છે અને જ્યારે તેનો વિવાહ મંડાય છે ત્યારે કાંઇ પણ લેવા દેવાનો કરાર નહિ હોવા છતાં, હઠ અગર કલેશ કરી પણ કન્યાના કેટલાક માબાપો અગર વાલીઓ સામાવાળા પાસેથી લોભના માર્યા અમુક રકમ લેવાનું પાપી પગલું ભરે છે!

કોઈ તો પોતાની મિથ્યા મ્હોટાઈ રાખવા ખાતર છૂપી રીતે કન્યાના દામ લે છે! અલબત્ત, ઘણી જ્ઞાતિઓની અંદર લગ્નના સબંધમા કેટલાક એવા કફોડાં ધોરણો છે અને તેથી કન્યાના માવતર સામાવાળા પાસેથી અમુક રકમ લેવા લલચાય તો તેમાં નવાઇ નથી. આપણા હાથની જેમ પાચ આગળી સરખી નથી તેમ માણસની સ્થિતિ પણ એક સરખી રહેતી નથી અને રહી નથી. ઘડીમા મુઠ્ઠીમા સમાઇ જઈએ અને ઘડીમા બાથમા પણ ન આવીએ એ અસ્તોદયના નિયમને પુરવાર કરનારી જે કહેવત આપણા જનસમૂહમા પ્રચલિત છે તે અક્ષરશ સત્ય છે આથી કહેવાઇ શકાય કે કોઈ કોઇ કન્યાના માબાપ લગ્નના સંબધમા પોતાની જ્ઞાતિમા ચાલતા આવેલા કેટલાક ધારા ધોરણને પોતાની અશક્તિને લીધે પહોચી વળે નહિ અને કન્યાકાળ જવાના ભયને કારણે કન્યા તો પરણાવવીજ જોઇએ એ સબબને લીધે પણ પોતાનો કન્યાવિક્રય કરવાનો ધિક્કાર હોવા છતા કન્યાના પૈસા છૂપી રીતે લે છે અને તે લગ્ન સમયે વાપરી નાખી અગર તેમાથી આણા પરિયાણા માટે થોડી રકમ વધારી પોતાનાં વાહવાહ બોલાવે છે!

ન્યાયની ખાતર અત્રે મ્હારે કહેવુ જોઇએ કે, આ ધોરણો એવી કિસમના છે કે જે સમસ્ત જ્ઞાતિના એકમતથીજ શિથિલ (નરમ) થઇ શકે, તો જો કે જે કન્યાના માબાપો ધર્મને વળગી રહેનારા છે અને જેઓ કન્યાને નામે એક દોકડો પણ પોતાના ઘરમા આવે તેને મહાપાપનુ કામ સમજે છે, તેઓ તો આવી જાતના જ્ઞાતિધોરણોની દરકાર પણ કરતા નથી! પરન્તુ એવા સત્યાગ્રહીના દાખલા ઘણા જુજ મળી આવે છે પોતાની શકિત ન હોય તો લીલુ નાળિયેર મૂકી કન્યાને પાનેતર પહેરતી કરવી એ વિચાર તો જે ખરેખરો કર્તવ્યપરાયણ તથા મજબૂતમા મજબૂત છાતી ધરાવનારો હોય તેના મનમાજ આવે, પરન્તુ જે લોકો પવન પ્રમાણે પીઠ ફેરવનારા, કર્તવ્યનું સ્વરૂપ નહિ સમજનારા, દેખાદેખીના વોહમા તણાઇ જનારા, જ્ઞાતિમાના મૂર્ખલોકોના મુખની નિંદાયુકત વાણીથી ભય પામનારા, માત્ર રૂઢીનેજ શાસ્ત્ર માની તેને વળગી રહેનારા તથા ઢચુપચુ મનવાળા છે તે લોકો પછી ન છૂટકે પણ કન્યાના પૈસા ઘરને ખૂણે લઇ મેલે છે અને એવી રીતે જ્ઞાતિની રૂઢીને અનુસરી પોતે પોતાને આબરૂદાર કહેવડાવવા માગે છે

આવી રૂઢીઓ દરેક જ્ઞાતિની અંદર જો કે હેતુમા એકસરખી હોય છે, પરન્તુ કેટલાક અંશમા થોડા ઘણા ફેરફારવાળી પણ હોય છે કન્યાના માવતર ભલે શકિતવાળા ન હોય તોપણ સામાવાળા પોતાની પ્રતિષ્ઠાનો જ્ઞાતિમા મિથ્યા પડઘો પાડવા માટે જે જાન તૈયાર કરે છે તે કન્યાના માવતરનો જાન (પ્રાણ) લેવા જેવીજ હોય છે। કેટલાક પોતાની મેળે આપ વડાઇમા ઉન્મત્ત બનેલા જે જાન જોડે છે તેમા જોઇએ તે કરતા વધારે માણસોની ભરતી ભરે છે, એટલુ જ નહિ પરન્તુ તેની સાથે ગાડાં, ઘોડા તથા સિપાઇ સપરાનુ પણ ભરણુ હોય છે; તો જો કે જ્યા રેલવેની સગવડ હોય છે ત્યાં આવી સ્થિતિ ઉભી થઇ શકતી નથી, તથાપિ એવે ઠેકાણે પણ જાનૈયાની સંખ્યા તો વિશેષ હોય છેજ વધારે નવાઇની વાત તો એ છે કે આવી મ્હોટી જાન કે જેને એક નહાનકડા લશ્કરની ઉપમા આપીએ તો આપી શકાય તેમ છે, તે કોઇ કોઇ જ્ઞાતિની અંદર કન્યાના માવતરને ત્યાં પંદર દહાડા કે લગભગ એક મહિના સુધી પડી રહે છે। આ જાનમા આવેલા જાનૈયાના મન જળવાય એવા ખાનપાનાદિક કન્યાના માવતર તરફથી પૂરા પાડવામા આવે છે અને તેની જોડે આવેલા સિપાઇ સપરાની પણ એવાજ પ્રકારની મરજી ઉઠાવવી પડે છે, એટલુ જ નહિ પરંતુ બળદો તથા ઘોડાને માટે ઘાસ ચારો પૂરો પાડવામા આવે છે અને તેમા બેદરકારીને લીધે વરવાળા તરફથી કેટલોક બિગાડ કરવામા આવે છે કે જેના સંબંધમા કન્યાના માવતર તરફથી કાંઇ પણ બોલી શકાતુ નથી અને એવી રીતે તેમને તેઓ તરફથી થતી ઘણી કનડગત સહન કરવી પડે છે આવી પદ્ધતિ હવે જો કે અપવાદ રૂપે છે, તો પણ તે અતિશયોક્તિ ભરેલી મુદ્દલ નથી

વધારે ભાર મૂકીને મ્હારે કહેવું પડે છે કે કેટલાક કેળવણીમાં આગળ વધેલા હવે આવી જાનમા જવાનુ પસંદ પણ કરતા નથી. બહુ જાનોમા તો ઘણુ કરીને અભણ, વખતની કિંમત નહિ સમજનારા, ઉદ્ધત તથા અસભ્યજ જાય છે તેઓ કયાંક તો પોતાની ખરાબ વર્તણુકને લીધે તથા લૂખો આનંદ મેળવવા માટે નવનું સાડાતેર કરી મૂકે છે અને તેથી બંને વહેવાઇઓના કોઇવાર મન ઉંચા પણ થાય છે

જાનને ચાર દિવસ રાખવાની રૂઢી તો સાધારણજ છે. પછી કોઇ આઠ કે કોઇ નવ ટંકનુ જમણુ આપે છે કેટલેક ઠેકાણે બે વખત મિષ્ટાન્ન આપવાનો રીવાજ છે અને કેટલેક ઠેકાણે એક વખત મિષ્ટાન્ન અને એક વખત મિષ્ટાન્ન વગરનુ જમણુ આપવામા આવે છે એમ સાભળ્યુ છે કે, અગાઉ એકેક જાનમા જાનૈયાની સખ્યા બસો, ત્રણસો કે ચારસોની પણ ગણાઇ છે અને સો ઉપરાત ગાડા અને તેટલાજ ઘોડા પણ લઇ જવામા આવતા હતા. આ શિવાય સિપાઇ સપરાની સખ્યા તો જૂદીજ ગણવામાં આવતી હતી આવી રસમથી કન્યાના માવતરનો તો બોરકૂટોજ વળતો હતો હજી પણ આવા ભયને લીધે મ્હોટાને ઘેર દીકરી આપતા ઘણા કન્યાના માવતરો અચકાય છે, કારણ એવી ખોટી મ્હોટાઇમા મસ્ત બનેલાઓને પરાયા ઘરનો કશો ખ્યાલ આવતો નથી અને તેઓ જેમ પ્રથમથી કરવામા આવતુ હતું તેવુંજ કાઇક લટકું લેવામા પોતાના જન્મની સફળતા માને છે અલબત્ત, એટલું તો સ્વીકારવુ પડે છે કે, હવે આગલો જમાનો વહી ગયો છે. હવે એવડી મ્હોટી જાન ભાગ્યેજ જોડાય છે તોપણ સર્પ ગયા અને લિસોટા રહ્યા એ કહેવતને અનુસરતા બનાવો તો કયાક કયાક બનતાજ રહે છે. આવી ખોટી મ્હોટાઈને લીધે પણ કન્યાવિક્રયને આડકતરૂ ઉત્તેજન મળી ગયુ છે જે લોકો પોતા કરતા વધારે શકિતવાનને પોતાની દીકરી આપે છે તેઓ પછી આવેલા ખરચને પહોંચી વળવા માટે વરના માવતર પાસેથી અમુક રકમ મેળવવાની માગણી કરે છે અને તેમાથી કોઈ વખત મ્હોટો વિગ્રહ પણ ઉઠે છે અને કદાચ તેમ નથી બનતું અને સામાવાળાઓ જો સારા હોય છે તો ખાનગી રીતે તેઓ કન્યાના માવતરનુ મન મનાવી લે છે આ પણ એક જાતનો કન્યાવિક્રયજ છે અને તેને પરસ્પરનુ અનુમોદન મળે છે કે જે અનુમોદન, કન્યાના માવતર એકલાનેજ નહિ, પરન્તુ વરના માવતરને માટે પણ શાસ્ત્રથી વિરૂદ્ધનુ તથા બંધનકર્તા છે.

મહાત્મા ગૌતમ કહે છે કે,

क्रयक्रीता तुयानारी नसापत्न्यभिधीयते ।
नयोग्या हव्यकव्येषु दासीतां कवयो विदु. ॥

**ભાવાર્થ**:--પૈસા આપીને ગ્રહણ કરેલી સ્ત્રી પત્નીના અર્થને પ્રાપ્ત થતી નથી, કારણ કે તે યજ્ઞયાગાદિકનાં કાર્યોમાં તથા શ્રાદ્ધાદિક કાર્યોમાં કામ લાગતી નથી; માટે તેને કવિયો (પંડિતો) 'દાસી' એ પ્રકારે કહે છે.

**મયૂખમાં** પણ આ અર્થને મળતુંજ કહેલું છે અર્થાત્—વેચાતી લીધેલી કન્યા ધર્મપત્ની ગણાતી નથી; પરંતુ તે દાસીજ છે.

જુઓ સત્પુરૂષના આ વચનોનું ગૌરવ ! તેઓ ભાર મૂકીને કહે છે કે, જે કન્યા વેચાતી લેવામા આવે છે તેને વિધિપૂર્વક પ્રાપ્ત થયેલી સ્ત્રી સમજવી નહિ જો વિધિપૂર્વક સ્ત્રી પ્રાપ્ત કરવાની જેની ઇચ્છા હોય તો તેણે કન્યા કદિ પણ વેચાતી લેવી નહિ. શાસ્ત્રકારોનો આ સિદ્ધાન્ત સમાજને શું સૂચવે છે? ન્યાત જાતમાં મિથ્યા નામ કહાડવાની લાલચમાં પડેલા, પૈસાના મદમાં તથા કામમાં અંધ બનેલા અને કન્યાવિક્રયને ભલે જૂદા સ્વરૂપમા પણ ઉત્તેજન આપનારાઓને માટે ઉકત મહાત્માનો આ જેવો તેવો ફટકો નથી!

કન્યાના માવતરને કોઇ પણ રીતે મુઝવવા તથા તેમની શકિત ન હોય તેમ છતા તેમના ઊપર બોજારૂપ થઇ પડવું એ દેખીતુંજ અનુચિત છે જેણે કન્યા આપી તેણે સામાવાળાનો કાંઇ અપરાધ નથી કર્યો, પણ તેને ઉલટી શોભા આપી છે, કારણ કેવળ નબળી સ્થિતિવાળાને કોઇ પણ માણુસ પોતાની કન્યા આપવા તૈયાર થતો નથી ગમે તેમ તો પોતાની કન્યાનુ હિત આવતા દિવસવાળા ઘણા ગૃહસ્થો જુએ છે અને પછીજ તેઓ તેવા કુટુમ્બમા કન્યા આપવાનો ઠરાવ કરે છે આવા લોકો પર અણઘટતો બોજો નાંખવો અગર તે બોજાને લીધે તેઓને કન્યાના દામ લેવાની લાલચમાં પ્રેરવા, એ કોઇ પણ દરજ્જે વાસ્તવિક નથી વળી આવી રસમથી બેય પક્ષવાળાનુ મીઠુ મન સમય પરત્વે ખાટુ પડી જાય છે અને તેનાં પરિણામો અનેક પ્રકારે ભયંકર આવ્યા છે અને હજી પણ આવે છે. જે લોકો લોભની હદ કૂદાવીને હિતાહિતનો કાંઇ પણ વિચાર નહિ કરતા મ્હોટી રકમ લેવાની લાલચે પોતાની બાળકી બૂઢ્ઢાને આપે છે તેનો બચાવ તો પછી આ લોક કે પરલોકમા છેજ નહિ; પરન્તુ જેઓ ખોટી રૂઢીના સબબથી અગર પોતાના નામની મ્હોટાઇ બતાવવાની ખાતર કન્યાવિક્રય કરે છે તે લોકો જોકે

કરેલા પાપકર્મની શિક્ષામાંથી મુક્ત થતા નથી, તોપણ તેને જે રસમો અગર રૂઢીઓને લીધે એવા પાપમા પરાણે ઉતરવું પડે છે તે રસમો અગર રૂઢીઓને નિર્મૂળ કરવાનું જ્ઞાતિના અગ્રેસરો જો ખરા ભાવથી મન પર લે તો તેમ કરી શકે તેમ છે. હમણા કેટલેક ઠેકાણે આવી ચળવળ ચાલી છે અને તેનુ પરિણામ સારૂ આવે એજ ઇચ્છવાયોગ્ય છે, કારણ કન્યાવિક્રય કરનારને આવી રૂઢી તથા રસમોને લીધે એક બ્હાનુ મળી જાય છે અને તે બ્હાના હેઠળ જે ખરેખરા કન્યાવિક્રય કરનારા છે તે પારખી શકાતા નથી અને તેથી ગોળ ખોળની કિમત એક સરખી થઇ રહે છે આ તો નક્કી છે કે જે કન્યાવિક્રયના કાર્યને અધમમા અધમ સમજે છે, તેઓના મનમા ભલે પોતાની દશા ગમે તેવી નબળી હોય તોપણ તે વિષેનો જરા જેટલો સંકલ્પ પણ ઉઠતો નથી. આવા ખરી નેક ટેકવાળા ગૃહસ્થો અનેક સ્થળે કવચિત્ કવચિત્ જોવામાં આવે છે અને તેઓ પૂરેપૂરા ધન્યવાદને પાત્ર છે, પરન્તુ જેઓ બગભક્ત બનીને અમુક બ્હાના હેઠળ કન્યાવિક્રય કરે છે તેઓ પછી પકડાતા નથી અને એવી રીતે આંધળે બહેરૂં કૂટાવાથી તેમા ખરો કોણ અને ખોટો કોણ તેની બરાબર તુલના થઈ શકતી નથી કેટલાક કન્યાવિક્રય કરનારાઓ આવી પણ એક દલીલ વચ્ચે લાવે છે તેઓ કહે છે કે અમે કન્યાના મનમાનતા અગર અમને જોઇતા પૈસા ન લઇએ તો અમારા દીકરાને પરણાવીએ કેવી રીતે? ધનાઢ્ય તથા પ્રતિષ્ઠાવાળાના દીકરાને ન્યાતના આસામીઓમાંથી પોતાની કન્યા એકને બદલે એકવીશ આપવા તૈયાર થાય, પણ અમારા છોકરાને કોણ આપે! આ સબબને લીધે કન્યાનો પૈસો લીધા વગર અમારો છૂટકો નથી! આ તેઓની દલીલ સ્થૂલદૃષ્ટિની આગળ તો કદાચ જનમંડળમા વાજબી લાગશે, પરન્તુ સૂક્ષ્મદૃષ્ટિની આગળ તે કેવળ અઘટિત જણાય છે આ તેઓની ખરી દલીલજ નથી. કોઇ પણ માણસને યોગ્ય થયા પછીજ પરણવાનો અધિકાર છે. ખરી વાત તો એ છે કે, માબાપનું કર્તવ્ય દીકરાને એકદમ પરણાવી દેવામા સમાયલું નથી, પરન્તુ તેની શારીરિક તથા માનસિક સંપત્તિની ખિલવણી કરવામા સમાયલુ છે. કમભાગ્યે આપણા દેશની સમાજોમાંથી આવા શાસ્ત્રસંમત વિચારોને બહુ

ભાગે તિલાજલી આપવામા આવેલ છે અને તેથી અનેક અનર્થો ઉપસ્થિત થવા પામ્યા છે ગમે તે ભોગે ગમે તેવું પાપ કરીને પણ લગ્નનો લ્હાવો વહેલો લઇ લેવાની ઇચ્છા હિન્દુ કોમમાં એટલી વ્યાપક છે કે કાંઇ કહેવાની વાતજ નહિ ! સંતતિને યથાર્થ બ્રહ્મચર્ય પળાવી શરીરે સુદ્રઢ કરવાનો અને તેને વિદ્યાભ્યાસ કરાવી મનથી મજબૂત કરવાનો વિચાર તો કોઇક ભાગ્યશાળીનેજ થતો હશે, પરન્તુ તેને તરતમાજ સંસારમા જોડવાની લાલચ તો ભલે શક્તિવાળા હોય કે શક્તિ વગરના હોય; પણ બન્ને વર્ગમાં એક સરખીજ સત્તા ભોગવે છે. આવી ભૂલભરેલી લોકોની સમજને લીધે પણ દેશની દુર્દશાના તોફાની તરંગોમાં વધારો થતો ચાલ્યો છે. પ્રથમ તો પોતાની કન્યા વેચવાથી જે પૈસાની રકમ આવે તે રકમના વધારામાંથી પોતાના જેવાજ કન્યાવિક્રય કરનારાની કન્યા પોતાના દીકરાને માટે ખરીદ કરવી એ વિચારજ ધર્મ તથા કુદરતથી ઉલટો છે. આમ કરવાથી તો તે બેવડો પાપી થાય છે, કેમકે તે પોતાની કન્યા જેમ વેચે છે તેમ બીજાની વેચાતી લે છે. આવા લોકો પોતાના ઘરની સ્થિતિ સુધારવાનુ લક્ષમાં લેતા નથી અને એવા પ્રકારની હરિફાઇમા પણ ઉતરતા નથી. તેઓની ખરી હરિફાઇ તો તદન જુદીજ હોય છે ફલાણાનો દીકરો વરી ગયો અગર પરણી ગયો પણ આપણો હજી કુંવારો બેઠો છે, માટે કોઇ પણ ઉપાયે તેને પરણાવી દેવો જોઇએ એટલીજ વાત તેઓના મનમાં રાત ને દહાડો ઘોળાયા કરે છે અને તે કાર્ય પાર પાડવા માટે પછી દીકરીના દોકડા લેવા માટે તૈયાર થાય છે દીકરીને વેચી તેના પૈસામાથી દીકરાને પરણાવવો એ બહેનને વેચી ભાઇને પરણાવવા બરાબર થયુ ! જો આવા વિવાહની બારીકીમા ઉતરીએ તો બહેનને ભાઇ પરણ્યો એમજ કહેવાય, કારણ ભાઇને પરણાવવામાં બહેન એક સાધનભૂત બની ગઇ ! જો બહેન ન હોય તો ભાઇ પરણી પણ શકે નહિ, પરન્તુ બહેનના જે પૈસા આવ્યા તેમાંથી ભાઇ પરણ્યો એટલે ધર્મ તો એમજ કહે કે બહેનને ભાઇ પરણ્યો ! કારણ વગર જેમ કાર્ય થતું નથી તેમ બહેન ભાઇને પરણાવવામાં કારણરૂપ બની અને તેથી જે ભાઇ પરણ્યો તે કાર્ય થયુ. આથી સીધી રીતે નહિ; તોપણ આડકતરી રીતે તો ભાઇ જાણે બ્હેનનેજ પરણ્યો એમ કહેવાય આ અધર્મ પણ ઓછો નથી: આમાં કન્યા

લેનાર તથા દેનારને કન્યાના હિતાહિતનો વિચાર કરવાનો અવકાશ રહેતો નથી. હિન્દુ સંસારમાં દીકરી જો મ્હોટી થઇ હોય તો તેણીને પ્રથમ પરણાવે છે અને પછી તરતજ ભાઇને પરણાવે છે અને તેથી એમ કહેવાય છે કે બ્હેનની એઠમાં ભાઇ પરણ્યો. આ તો વ્યવહારની માત્ર કરકસર છે અને તે કાંઇ પણ ટીકાપાત્ર નથી, પરન્તુ આમાં તો બહેનને પૈસે ભાઇ પરણવાનો બનાવ બને છે અને તેથી એમ કરનારાઓની આ ખરેખરી પાપનીજ બુદ્ધિ છે કોઇ પણ પહેલેથીજ ધનાઢય કે પ્રતિષ્ઠિત હોતો નથી જે લોકો સદુદ્યમ કરે છે અગર પોતાની સ્થિતિ સુધારવાનો યત્ન કરે છે તે લોકો ક્રમેકરીને ધનાઢય તથા પ્રતિષ્ઠિતની પંક્તિમાં આવે છે જે ગર્ભશ્રીમંત હોય છે તેના પૂર્વજો પણ પહેલે તો નિર્બળ સ્થિતિમાંજ હોવા જોઇએ અને પછીજ ઉત્તમ સ્થિતિ મેળવવાના પ્રયત્નને લીધે તે ધનાઢય બનેલા હોવા જોઇએ આ એક કુદરતનો ક્રમ છે અને તે પ્રમાણે વર્તવાથી જે વસ્તુ સાધ્ય કરવાની હોય છે તે સાધ્ય થઇ શકે છે. પછી કોઇ થોડી મહેનતે ઘણુ મેળવે અને કોઇ વધુ મહેનતે ઓછું મેળવે એ વાત જૂદીજ છે, પરન્તુ પ્રમાણિક રસ્તે પરિશ્રમ કરનારને પરમેશ્વર ફળ તો આપે છેજ જો આ ખરૂં છે તો શુ જે લોકો કન્યા વેચીને તેના પૈસામાથી દીકરાને પરણાવે છે તેઓ, તે પાપમાથી અટકે અને જો કોઇ યોગ્ય ધંધો કરે તો તેની વહારે પરમેશ્વર ન ચડે ? પરન્તુ આ સીધા સૃષ્ટિના નિયમ તરફ એવા લોકોનુ ધ્યાન જતું નથી એવા લોકો બરી પ્રેરણા કે સદ્‌બુદ્ધિના શત્રુ હોય છે તેમનામા ધૈર્ય તો હોતુજ નથી, એટલુજ નહિ પરન્તુ તેઓ ગાડરિયા પ્રવાહની માફકજ ચાલનારા હોય છે તેનો એકજ મુદ્દો હોય છે કે જે દીકરી વેચીને દીકરો પરણાવનાર છે તેની પંક્તિમાં જઈને બેસવુ ! તેઓ પછી આસપાસની કોઇ પણ દિશા જોતા નથી કે જોવા માગતા પણ નથી. તેમની માન્યતા ફકત પ્રારબ્ધને આધારેજ ઘડાયલી હોય છે તેઓ ઉદ્યમનુ ખરૂ સ્વરૂપ જાણુતા નથી તેમ જાણવાનો યત્ન પણ કરતા નથી અને ઉદ્યમને માનતાય નથી ! તેઓ નશીબનેજ માનનારા છે અને તેઓ પોતાના કુટુમ્બની ઉન્નતિ શી રીતે કરવી અગર શી રીતે થવી જોઇએ, તેનો વિચાર જવલ્લેજ કરે છે. એવા મૂર્ખ લોકો એટલીજ કલ્પના કરી શકે છે કે, ફલાણી મ્હોટી થઈ છે તેણીને વેચીને ફલાણાને પરણાવી દેવો !

આવા ટુંક મતિવાળા લોકો ઝાઝી માથાકૂટમા ઉતરતાજ નથી જાણે કેમ તેને દૈવે આવાજ પ્રકારનો લેખ લખી આપ્યો હોય અગર નિયમ બાંધી આપ્યો હોય! આવા લોકોના વિચારની હદ ઘણી ન્હાની હોય છે તેમનામા આત્મવિશ્વાસ તો હોતોજ નથી. તે લોકો તો એમજ સમજેલા હોય છે કે, જે રસ્તે આપણે ચાલીએ છીએ તે શિવાયનો આપણે માટે બીજો કોઇ રસ્તોજ નથી! તેઓ બીજાની પ્રવૃત્તિ સામે જોતા નથી અને એવી રીતની પ્રવૃત્તિ કરનારાઓમાના જે ભાગ્યશાળી બન્યા હોય છે તેમનો ઇતિહાસ તપાસવાની પણ તેઓને પરવા કે ફુરસદ નથી. ઉલટા આવા લોકો પ્રવૃત્તિ કરવા છતાં જે નિષ્ફળ ઉતરેલા હોય છે તેમની નિષ્ફળતા જુએ છે અને પ્રારબ્ધને પ્રબલ જણાવી, આ રીતના માલ વગરના ઉદાહરણો પકડી કાળક્ષેપ કરે છે અગર તો તેમાથી પોતાનો સંતોષ મેળવી લે છે આવા લોકો સમાજના ઉત્તમ વિચારવાળા વાતાવરણને પણ ખરાબ કરે છે અને જ્યાં જ્યા તેઓનો લાગવગ પહોચે છે ત્યાં ત્યાં બીજાને પણ પોતાના જેવા બનાવવાનો યત્ન કરે છે. જેમ એક નકટો, નકટાની ન્યાત વધારવાનો યત્ન કરે છે તેવુ જ આમાં બને છે આ દેશની પ્રજામાના ઘણાક આસામીઓએ પ્રાચીનકાળની ઉત્તમ પરિપાટી પડતી મૂકી છે એમ કહીએ તોપણ ચાલે જેમની ન્યાતમા કન્યાની અછત છે તેઓ તો વળી જૂદીજ રીતે વર્તે છે. આવી ન્યાતમા જે લોકો પૈસાદાર હોય છે તે લોકો તો પોતાના પુત્ર માટે સામા માણસનુ મન મનાવી તેની કન્યા ઝડપી લે છે; પરન્તુ જેની પાસે એવુ કોઇ પણ જાતનું સાધન નથી તેઓ કા તો વાઢા મરી જાય છે અગર તો તેમને પછી આડુ અવળું પગલું ભરવું પડે છે. 'જૈસી લોડી લાડબાઇ વૈસા ભડવા ભીમ' ના જેવો મામલો આવી કન્યાની અછતવાળી ન્યાતોમા સદાનો ઉભોજ હોય છે અને તેથી છેવટ એક એવો માર્ગ કહાડવામા આવેલ છે કે તે વાત સાંભળી સારા માણસના મનમાં તો શોચ થયા વગર રહેજ નહિ. આ માર્ગ એવો છે કે જે સગપણ થાય છે તે સામસામું કરવામાં આવે છે ધારો કે એક કુટુમ્બ એવું હોય કે જે કુટુમ્બમાં મ્હોટો ભાઇ પરણ્યો હોય અને ન્હાનો ભાઇ કુવારો હોય, તો જો મ્હોટા ભાઇને દીકરી હોય તો તે પોતાના ન્હાના ભાઇને કન્યા મેળવી આપવા માટે જે કુટુમ્બમાંથી તેની તેવી સગવડ જળવાય તેમ હોય

તે કુટુમ્બમાં તે જેને કહે તેને પોતાની દીકરી આપવા તૈયાર થાય છે અને કોઇ સમયે તો એવાં ત્રાસદાયક સાટાં થાય છે કે જે બનેવી હોય છે તે સાળો બની જાય છે અને જે સાળો હોય છે તે બનેવી બની જાય છે એટલે બેયને એક બીજાના સાળા ગણવામાં આવે તો પણ ગણી શકાય અને બનેવી ગણવામાં આવે તોપણ ગણી શકાય. આનું સ્પષ્ટીકરણ આ ઉદાહરણથી સમજાશે ધારો કે બે કુટુમ્બો છે દરેક કુટુમ્બમા ભાઇ બહેન પરણવા યોગ્ય ઉમરના થયેલ છે અથવા તો વરાવવાની ઉમરમા આવેલ છે. હવે જેને જે પોતાની બહેન આપે છે અગર જેની બહેન જેને આપવામાં આવે છે તે તેને પોતાની બહેન આપે છે અગર તેની બહેન તેને આપવામા આવે છે આ સાટું કેવુ ધર્મથી વિરૂદ્ધનુ છે તે વિચારવાનુ કામ હું સમજુ માણસને સોપુ છુ, પરન્તુ સ્વાર્થમાં આંધળા થયેલા મૂર્ખ જનોને સોંપતો નથી આથી પણ ભયંકર કે જે સાભળી આપણી મતિ ગુમ થઇ જાય એવા સાટા થાય છે ઘરભગ થયેલો ખુદ બાપ, પોતાની દીકરીને જે કુટુમ્બમા આપે છે તેનાજ કુટુમ્બમાથી, આ પ્રમાણે અર્પેલી પોતાની દીકરીના બદલામા પોતાની પત્ની તરીકે, દીકરી લે છે. આવા સાટા વણિકમા તો જાણે ઠીકજ, પરન્તુ બ્રાહ્મણ જેવી ઉચ્ચ જાતિમા વિશેષ થાય છે અને એવુ પરસ્પરની સમતિથીજ બને છે ' આ શિવાય આ પ્રમાણે બનતુ હોય એમ પણ દેખાય છે એક વણિક ઘરભગ થયો તેની પાસે પૈસો નહોતો, પરન્તુ પૈસામા ફક્ત મા વગરની એક સાત વર્ષની પુત્રીજ હતી આ પુત્રીનું માગુ સારા ઘરનુ આવ્યુ, પરન્તુ તે દુષ્ટે તેણીનું ત્યા સગપણ કર્યું નહિ છેવટ જયારે તે બાપડી ચૌદ વર્ષની થઇ ત્યારે તેણીને તેણીના રૂપીઆ બાવીશ સો લઇને એક વયોવૃદ્ધની જોડે પરણાવવામા આવી અને પોતે સાત વર્ષના ગાળા પછી રૂપીઆ બે હજાર આપી પરણી બાઇડીવાળો થયો! કહે છે કે આ પુત્રીના પૈસાથી પરણનારનો ઘરસંસાર માત્ર દોઢ વર્ષજ ચાલ્યો. તેની બૈરી એટલી મુદતમા મરણ પામી અને પોતે પાછો ઘરભંગ થયો અને તેમા વધારે ખેદજનક તો એ બન્યુ કે પેલી ગરીબ બિચારી વયોવૃદ્ધને અપાયલી તેની દીકરી પણ તરતમાજ રાડી ! આ પ્રકારના ધર્મવિરૂદ્ધના વાકા ચૂકા લગ્નો ભાગ્યેજ પાંશરા ઉતરે છે, કારણ જે કામમા ઇશ્વરનો અનુગ્રહ નથી હોતો, પરન્તુ કટાક્ષ હોય છે તે કામ પછી સીધે સીધુ ઉતરતુંજ નથી

પૂર્વે વર્ણભેદ માત્ર ચારજ હતા. હાલ તેમાથી અસંખ્ય ન્યાતો તથા પેટાન્યાતો ઉભી થઇ છે અને તેથી મુશ્કેલી એવી આવીને ઉભી છે કે જે ન્યાતમા કન્યાનો પૂરેપૂરો સુકાળ છે તે ન્યાતની કન્યાઓને જોઇએ તેવું ઠેકાણું મલતુ નથી અને જે ન્યાતમાં કન્યાની ઘણી અછત છે તે ન્યાતમાના યોગ્ય આસામીને કન્યા મળતી નથી. આ એક એવો ગુચવાડો છે કે જેનો ફડચો લાંબે વખતે પણ થાય એવો સભવ નથી જણાતો જે ન્યાતમા કન્યાની છત છે તે ન્યાતવાળાનો તેમા સ્વાર્થ રહેલો છે અને તેથી તેઓ બીજાની ન્યાતમા પોતાની ન્યાતની કન્યા જાય એવી ઇચ્છા કદિ કરેજ નહિ, તો જો કે આવા સબબથી કોઇ સમયે કન્યાની અછતવાળી ન્યાતના ધનવાન આસામીઓ પૈસાની મ્હોટી રકમ આપી પરન્યાતમાથી કન્યા લઇ આવે છે, તોપણ આવા દાખલા હજી જુજ બને છે અને જે બને છે તે ઘણુ કરીને એકલ ડોકલ આસામીઓ અગર તો રાડીરાંડ બાઇઓમાં બને છે તેવાઓની પૂઠે આપમતલબી તથા નિરૂદ્યોગી સગાસાગવાં તથા તેઓની જોડે સ્વાર્થમય નાતો રાખનારા ન્યાતીલા અગર તો આવા કામની દલાલી ખાનારા કૂતરા પડે છે અને તેમને પૈસાની મ્હોટી લાલચોમા ઉતારી તેમની દીકરીઓને પરન્યાતમા આપવા માટે ઉશ્કેરે છે

આ તો પ્રથમથીજ કહેવાઇ ગયુ છે કે, દરેક ન્યાત, પોતાની ન્યાતની કન્યા પરન્યાતમા ન જાય તેને માટે અત્યત ચીવટપણે વળગી રહેનારી છે અને કદાચ તેવો કોઇ પ્રસગ જો ઉભો થાય છે તો ન્યાત તરફથી કન્યા દેનારને માથે પૂરેપૂરી વિતાડવામાં આવે છે એવા માણસને ન્યાત બહાર કાઢે છે તેની પાસેથી વખતે અસાધારણ દંડની રકમ લે છે તથા તે તરફ સૌ કોઇ એક સરખીરીતે ધિક્કારની નજરથી જોય છે. જ્યા દરેક ન્યાતનુ આવુ સાકડું દિલ છે ત્યાં આપણા પ્રાચીન વર્ણાશ્રમની વાત તો એક તરફ રહી; પરંતુ અધુના એકેક ન્યાતમાં પણ જે જે ભેદની હસ્તી છે તે તે નીકળી જાય તો પણ બસ છે જ્યા પેટી વ્યવહાર છે ત્યા બેટી વ્યવહાર થવો જોઇએ એવો પોકાર તો લગભગ ત્રણ દાયકા થયા પડી રહ્યા છે! પરન્તુ ન્યાતનુ નામ એક અને તેમા ત્રણ, ચાર, પાચ કે છ છ ફાંટા દેખાય તેનું શુ કરવું? હાલમા બ્રાહ્મણ તથા વાણીઆની જૂદી જૂદી ન્યાતોને એકત્ર કરવાની ચળવળ ઘણા જોશથી ચાલે છે; પરતુ

હજી સુધી તેનુ પરિણામ સારૂ આવવાના જોઈએ તેવા ચિન્હો આપણી દૃષ્ટિમર્યાદાની બહારજ રહ્યા છે બ્રાહ્મણ તથા વાણીઆમા અનેક ન્યાતો, પેટાન્યાતો અને તડ છે હમણા બ્રાહ્મણોની જોડે બ્રાહ્મણોનું તથા વાણીઆ જોડે વાણીઆનું અમુક પ્રકારનુ ઐક્ય થાય તોપણ તે ઇચ્છવાયોગ્ય છે, પરન્તુ શોચનો વિષય તો આ છે કે તેમ કરવાનો ઘણા વર્ષો થયા પ્રયત્ન કર્યા છતા કાઈજ બન્યુ નથી આ દેશના ઉત્તર પ્રદેશમા તો એક બ્રાહ્મણનો બીજા બ્રાહ્મણના શરીર ઉપર પાણીનો કદાચ છાટો પડી ગયો તો તે માટે મ્હોટો ઝગડો ઉઠે છે અને તેનુ સમાધાન પછી સહેલાઇથી થઇ શકતું નથી હવે જયા બ્રાહ્મણના પાણીના છાટાથી બ્રાહ્મણનુ મન કચવાય છે ત્યા આ વિચારની વાત તો કેટલી દૂર રહી ! ખરેખર કેળવણી વગરજ દેશની અદર આ પ્રકારનો અધકાર ફેલાયો છે. લોકોના મનની સ્થિતિ ખરા જ્ઞાનવગર બહુજ સાકડી અગર તો સુકાન વગરના વહાણ જેવી બની ગઇ છે અને તેથી ઐકયનું બળ દેશના ડાહ્યા માણસો જો કે જમાવવા જાય છે તોપણ જામતું નથી કેટલેક ઠેકાણે એવી કહેવત ચાલે છે કે, " ફલાણી ન્યાતની બેટી તે સોનાની પેટી " આનો અર્થ એવો છે કે, જે નાતમા કન્યાની અછત હોય તે ન્યાતમાં સોનાની પેટી ભરીને જે ધન આપે તેને કન્યા મળે ! હવે વિચાર કરો કે, આવી જ્યા સ્થિતિ હોય ત્યા પ્રજાનો વધારો કેવી રીતે થઇ શકે ? આવી ન્યાતો દિનપ્રતિદિન ટુંકી થતી જાય તો તેમા શી નવાઇ ! ઘણી ન્યાતો આ સબબથી ન્હાની થતી ચાલી છે અને એવી સ્થિતિમા મૂકાયલી કેટલીક કમનશીબ ન્યાતો તો લગભગ નાબુદ થવાની અણીપર પણ પહોચી ગઇ છે. આ સૃષ્ટિના કર્તાએ તો પ્રથમથીજ અભિવૃદ્ધિનો નિયમ શરૂ કર્યો છે અને એજ તેનો આનદ છે. પરન્તુ જે લોકો સૃષ્ટિના આ સ્થાપિત નિયમનુ ઉલ્લઘન કરીને તેમા ખલલ પહોચાડે છે તે લોકોને તેવા કામની પછી સજા પણ ખમવી પડે છે આ જગત્ના નિયામકનુ અતઃકરણ અત્યત વિશાળ તથા ઉદાર છે જો એવીજ રીતે ભલે થોડા પ્રમાણમા પણ જે મનુષ્યનુ અત કરણ ક્રિયા કરે તો અવશ્ય તેના ઉપર પરમેશ્વર પ્રસન્ન રહે પૂર્વે જયારે આવા અત કરણવાળા મનુષ્યો આ ભૂમિ ઉપર વસતા હતા ત્યારે તેમનો ઉદય પણ હતો કે જે ઉદયને આપણે તો જાણે ઠીક, પરન્તુ વિદેશના

વિદ્વાનો પણ માન્ય કરે છે આવો આપણો પૂર્વનો ઉદય ક્રમે-ક્રમે કરીને જે અસ્તના રૂપમા ફેરવાઇ ગયો તેનુ મુખ્ય પ્રયોજન એવુ છે કે જનમંડળ ધીમે ધીમે પરમાર્થના ત્યાગમાં અને સ્વાર્થના રાગમા પ્રવૃત્ત થતું ગયું. આથી ઐક્ય તૂટયુ અને પરસ્પર સ્વાર્થ જેટલોજ સબંધ રહ્યો શિષ્ટ પુરૂષોની જે વિશાળ અંતઃકરણની ભાવના હતી તે ભૂલાઇ ગઈ અને તેને બદલે ભિન્ન ભિન્ન પ્રકારના વિભવો મેળવવાની ઇચ્છાઓ વધી હાલકાળ પ્રત્યેક દેશની પ્રજા એજ પ્રવાહમા ઘસડાતી ચાલી છે અને તેથી જે સ્પર્ધા ઉભી થઇ છે તે અવર્ણનીય છે. અલબત્ત, ઉત્તમ સ્પર્ધા સમાજને ઉન્નત કરે છે એ વાત ખરી અને તેની જેટલી પ્રશંસા આપણે કરીએ તેટલી ઓછી પણ છે, પરન્તુ જો તે સ્પર્ધા પક્ષપાત તથા રાગદ્વેષનુ રૂપ લેતી હોય તો તે બિલકુલ ઇચ્છવાયોગ્ય નથી આતો નક્કી છે કે દરેક દેશની પ્રજાની પ્રવૃત્તિ એક બીજાથી ન્યૂનાધિક અંશમા જૂદી પડે છે અને એમ બને એ સ્વાભાવિક છે. પરન્તુ કોઇ પણ દેશની પ્રજાએ બીજી પ્રજાનું સારાની જોડે નઠારાનું અનુકરણ કરવું એ વાસ્તવિક નથી. આપણા જે સર્વમાન્ય આચાર વિચાર છે તેને વળગી રહેવામા આપણું કદિ પણ અનિષ્ટ થનાર નથી, પરન્તુ તેમાં જે સ્વાર્થને અંગે ખોટું ભળી ગયુ છે તેનો તો હવે તરતજ ત્યાગ કરવો ઇષ્ટ છે પોતાના પૂર્વના આચાર વિચારનુ યોગ્ય અભિમાન ધરાવનારી પ્રજાએ કન્યાવિક્રય જેવું મહા પાપ પોતાને માથે વહોરી લેવું એ કેટલું તિરસ્કાર કરવા યોગ્ય કામ છે? આથી તો વિદેશની પ્રજા આપણી હાસી કરે છે અને આપણે આગળના સમયનુ જે અભિમાન કરીએ છીએ તેને હસી કહાડે છે!

રાજકોટમા એક પાદરી ભાષણ કરતો હતો. તેણે શ્રોતાઓની સામે એમ કહ્યુ કે, તમે તમારા ધર્મકર્મનુ જે અભિમાન રાખો છો, તે એક રીતે બેહુદું છે, કારણ જ્યાસુધી તમે તમારી પુત્રીના પૈસા લો છો ત્યાસુધી તમારા એવા અભિમાનના બોલો કદિ પણ ટકી શકે નહિ તમે અમારા ધર્મના કાનુનની સામે થાઓ છો; પણ અમારા પેગંબર ઇશુખ્રિસ્તની એક શિખામણ એવી છે કે, "તમે જેની પાસેથી જે કાંઇ ઇચ્છો તે વાસ્તે પ્રથમ તેની આગળ તમે

તેવા થાઓ ” આ એક સાચી શિખામણની સાથે આપણને તાણો મારેલો પણ કહેવાય. જ્યારે એવા પ્રકારના દોષની આપણામા હસ્તી છે ત્યારેજ આપણને તે વિષે કોઈ મેણુ મારી શકે.

પોતાની વહાલામા વહાલી પુત્રી પ્રત્યે માબાપનો ખરો ધર્મ એજ છે કે, તેમણે તેણીનુ બની શકે તેટલુ હિત કરવુ અને તેણીનો છૂપો આશીર્વાદ મેળવવો. પાદરીએ મહાત્મા ઈશુખ્રિસ્તની જે આજ્ઞા સભળાવી તે ખરી છે કે આપણે જેનુ સારૂ કરીએ તે આપણું સારૂ કરે અને જેનું આપણે ભૂડુ કરીએ તે આપણુ ભૂડુ કરવા તૈયાર થાય આપણે આપણી દીકરીનુ ભલુ કરીએ તો તે આપણને આપણુ ભલું થાય એવો આશીર્વાદ આપે અને આપણે જો તેનું ભૂંડુ કરીએ તો તે આપણને છેવટ શાપ આપે, કારણ તેની પાસેથી આપણને આ બેમાથી એક શિવાય બીજુ કાઇ પણ મલવાનું નથી આથી જરૂરનુ છે કે, જેણે દીકરીનો ખરો આશીર્વાદ મેળવવો હોય તેણે તેના હિતનોજ વિચાર કરવો, પરતુ અહિતનો વિચાર સ્વપ્નમાં પણ કરવો નહિ

એક મોહમેદનની જોડે એક હિદુને કોઇ કારણથી તકરાર થઇ તેમા એક બીજા એક બીજાના ધર્મ કર્મ ઉપર પણ ઉતરી પડયા. મોહમેદનને ખબર હતી કે આ હિદુએ પોતાની દીકરીના પૈસા લીધા છે; તેથી તેણે તેને સભળાવ્યું કે “ લડકીકા પૈસા ખાને વાલા ! ઇધરસેં ચલા જા ! ” આ શબ્દો જેવા પેલાના કાન પર અથડાયા કે એકદમ ત્યાથી ફજેતીના ડરને લીધે તે વટાણાજ માપી ગયો ! આ લોકો પોતાની પુત્રીનો એક દોકડો સરખો પણ લેતા નથી એટલુજ નહિ, પણ પોતાની મિલ્કતમા તેણીનો પણ હિસ્સો સમજે છે જ્યારે પોતાના ધર્મકર્મનો ફાકો રાખનારા હિદુઓ અને તેમા પણ બ્રાહ્મણ વાણીઆ જેવી ઉચ્ચ કોમના માણસો છચોક પોતાની પુત્રીના પૈસા લે છે ! આ તેઓને માટે કેટલુ શરમભરેલું તથા નીચુ જોવડાવનારૂ છે ! આવા લોકો ભલે ધર્મની અનેક ક્રિયાઓ કરે અને ભલે તે સબધે અનેક રીતની ડંફાસો મારે, પરંતુ જો મને પૂછો તો હુ ખરૂં કહીશ કે તેઓને ઇશ્વર તરફ ખરેખરી શ્રદ્ધાજ નથી ! શુ પરમેશ્વર કોઈને પણ ધધા રોજગારનું સાધન બનાવવા દીકરી આપે છે ? અને શું કોઇએ તેણીને તેવી માનવી પણ જોઇએ ? જે પૂર્ણ

શ્રદ્ધાવડે ઈશ્વર પ્રત્યે પ્રેમ રાખતો હોય અને સર્વ પ્રકારે તે સમર્થ છે, એવી જેની સાચી માન્યતા હોય તેને શું કદિ પણ પોતાના નિર્વાહની ચિન્તા રહે? અને ધારો કે કદાચ તે કોઈ પૂર્વના કુયોગથી દુઃખમાં પણ આવી પડયો, તો શું તેણે તેના નિવારણના ઉપાય તરીકે દીકરીના હિતનો ભોગ આપવો જોઇએ? ખુદ માતાપિતાનુ આવું કાર્ય તો ખરેખર ભયંકરજ છે અને તે જેઓ તરફથી કરવામા આવે તેઓ ઈશ્વરનું સામર્થ્ય જાણતા નથી અથવા તેઓએ તેવુ કાંઇ પણ જાણવાનો યત્ન કર્યો નથી. તેઓ મનુષ્ય નહિ, પરંતુ પશુની પંક્તિમાં મૂકવાને લાયક પણ નથી! તેઓને માટે ઇશ્વરનું ઘર ઘણુંજ દૂર છે, કારણ તેઓ મનુષ્ય હોવા છતા મનુષ્યત્વ ખોઇ દઈ પશુથી પણ ઉતરતું કામ કરે છે. પશુ પણ પોતાના બચ્ચાંનો પૈસો લેતા નથી અને તે જાતિને તેમ કરવાની સમજ પણ નથી જ્યારે મનુષ્યો તેવું કામ સ્વાર્થ સાધવા માટે જાણીબૂઝીને કરે છે અને પછી મહાપાપના ભાગી થાય છે કે જે પાપનુ નિવારણ શાસ્ત્રકારોએ પણ જણાવેલું નથી. શાસ્ત્રકારો કહે છે કે—

**गायत्री हरते पापं त्र्यबंके नायुर्वर्धते ।**
**उभय रूद्र जाप्येन न कन्या हय विक्रयैः ॥**

**ભાવાર્થ**—ગાયત્રીનો જપ કરવાથી અનેક પાપનો નાશ થાય છે, મૃત્યુંજયનો મંત્ર જપવાથી આયુષ્યમા વૃદ્ધિ થાય છે અને રૂદ્રનો જપ કરવાથી પણ કેટલાક પાપમાંથી મુક્ત થઈ શકાય છે અને તેની સાથે આયુષ્યની વૃદ્ધિ થાય છે, પરન્તુ કન્યાવિક્રય કરવાથી તથા ઘોડા વેચવાનો ધંધો કરવાથી લાગતું પાપ, ગમે તેટલી ગાયત્રી કે મૃત્યુંજયનો મંત્ર જપો, રૂદ્રી કરો અગર તો ગમે તેટલું દાન કરો, ગમે તેટલુ તીર્થાટન કરો અને ગમે તેવો યજ્ઞ કરો, તોપણ મટતું નથી

**મહાત્મા મનુ કહે છે કેઃ—**

**स्त्रीधनानि तु ये मोहादुपजीवान्ति बान्धवाः ।**
**नारी यानानि वस्त्र वा ते पापा यान्त्यधोगातिम् ॥**

**ભાવાર્થઃ**— કન્યાના પિતા, ભાઈ વગેરે જે બાન્ધવો મોહને લીધે પોતાની વહુ, દીકરી વગેરેના સ્ત્રીધનો ઉપર આજીવિકા કરે

છે અથવા તો સ્રીનાં વાહનોનો અને વસ્રોનો ઉપભોગ કરે છે, તે પુરૂષો મરણ પછી નરકમાં પડે છે

કેટલાક તો કન્યાવિક્રય કરવાથી પાપ બધાય છે એવું બરાબર મનની અંદર સમજે છે; છતા પણ તેઓ જ્યારે તક આવે છે ત્યારે તેવું કામ કરવામાં બિલકુલ પાછી પાની કરતા નથી. જેને હરામનું ખાવાની ટેવ પડેલી હોય છે તે જેમ પોતાના બાપદાદાની લાજનો વિચાર કરતા નથી તેમ જેને વગર મહેનતે પૈસો મેળવ વાની લાલચ થઇ આવે છે તેજ લોકો કન્યાવિક્રય જેવા અધમ કામમાં માથું મારે છે અધુના જે એમ કહેવાય છે કે બ્રાહ્મણમાં બ્રાહ્મણત્વ રહ્યુ નથી, વૈશ્યમા વૈશ્યત્વ રહ્યુ નથી અને ક્ષત્રિયમા ક્ષત્રિયત્વ રહ્યુ નથી તેનુ કારણ ફક્ત આજ છે જે વ્યક્તિ પોતાના ધર્મકર્મને ત્યજી દે, તે વ્યક્તિ પછી પોતાનુ ભૂષણ જાળવી શકતી નથી અને આ પણ ખરૂં છે કે, જેટલે દરજ્જે બ્રાહ્મણમા હાલ છેક ઉઘાડો કન્યાવિક્રય પ્રચલિત છે તેટલે અશે વણિકમા નથી અને જેટલે અંશે વણિકમા છે તેટલે અશે ક્ષત્રિયમા નથી શૂદ્રમા તો ઘણે દરજ્જે કન્યાવિક્રય જેવુ છેજ નહિ અને કદાચ કયાક તેવો ચેપ હોય તો કોણ જાણે !

શાસ્રકારો વદે છે કે,

आददीत न शूद्रोऽपि दुहितां ददन् । शुल्क हिगृण्हन्कुरुते
छन्नं दुहितृ विक्रय । तंदेशं पतितं मन्ये यत्रास्ते शुल्क विक्रयी ॥

ભાવાર્થઃ—શૂદ્ર જાતિના પુરૂષે પણ કન્યાદાન દેતી વખતે દ્રવ્ય લેવું ન જોઇએ, તો પછી બ્રાહ્મણાદિકથી તો કેમજ લેવાય ? કારણ કે શુલ્ક ગ્રહણ ( કન્યાવિક્રય ) કરનાર લોભથી આ છાનુ પાપ કરે છે અને વળી જયા કન્યાવિક્રય કરનારા માણસો વસે છે તે દેશ પતિત ( નહિ જવા અગર તો વસવા લાયક ) મનાય છે.

મનુ મહારાજ કહે છે કે,

न कन्यायाः पिता विद्वान्गृह्णीयाच्छुल्कमण्वपि ।
गृह्णंश्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥

અર્થઃ—કન્યાવિક્રયનો દોષ જાણનારા કન્યાના પિતાએ કન્યાદાનના મૂલ્ય તરીકે વરની પાસેથી થોડું ધન પણ લેવું નહિ. જે

પુરૂષ લોભને લીધે વરની પાસેથી કન્યાનું મૂલ્ય લે છે તે પુરૂષ સંતાનને વેચનારો ગણાય છે

**પ્રાયશ્ચિત્ત હેમાદ્રીસ્કંધ પુરાણમાં કહ્યું છે કે:—**

**विवाहोर्ध्वं विवाहात्प्राक्कन्यां गौरीमथापिवा ।**
**रोहिणीं पुष्पिणीं वापिय: क्रीणन्कन्यका धनम् ॥**
**विवाहार्थमिति व्याजं कृत्वा स्वीकरणं चरेत् ।**
**पितरो नरकं यान्ति स्वयंपत्नी समन्वित ।**
**रौरवे नरके घोर वसत्या चन्द्रतारकम् ॥**
**जामातुरतिमात्रंस्यात्सावैकिङ्करिणी भवेत् ॥**

અર્થ —વિવાહ થયા બાદ અથવા વિવાહ થયા પહેલાં કન્યા (દશ વર્ષની ઉમ્મરવાળી) ગૌરી (આઠ વર્ષની ઉમ્મર વાળી) રોહિણી (નવ વર્ષની ઉમ્મરવાળી) તથા પુષ્પિણી (દશ વર્ષથી ઉપરાન્ત ઉમ્મરવાળી) કુમારીઓમાથી કોઇ પણ કુમારીનું લગ્ન કરનાર પુરૂષ અમુકના વિવાહ માટે આ દ્રવ્ય (કન્યાવિક્રય સબંધી) હું લઉં છુ એવી રીતના છળો કરીને જે દ્રવ્ય લે છે, તે પુરૂષના પિતૃઓ નરકમાં પડે છે અને પત્ની સહિત પોતે રૈરવ નામના ઘોર નરકમાં પ્રલય થતા સુધી રહે છે અને તે પુરૂષનો જમાઇ અત્યંત કષ્ટ ભોગવે છે અને દીકરી દાસીનું કામ કરે છે

મહર્ષિઓની આ આજ્ઞાનુ શૂદ્રજાતિ પાળન કરે છે. જયારે દ્વિજ જાતિએ તે આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માંડયું છે. જે દ્વિજ જાતિ શૂદ્ર જાતિ ઉપર સરસાઇ ભોગવવાનો દાવો કરે છે તે દ્વિજ જાતિ કન્યાવિક્રય જેવુ મહાપાપ પોતાને માથે વહોરે છે ત્યારે તે જાતિનો પછી શૂદ્ર જાતિ ઉપર જે સરસાઇ ભોગવવાનો દાવો છે તે રદ થાય છે હાથે કરી હળવા થવા જેવોજ આ પ્રકાર છે. તે વિષેનું એક નીચે આપેલુ ઉદાહરણ ઘણુજ અસર ઉપજાવનારૂ તથા લક્ષમાં લેવા લાયક છે

અસલના વખતમાં વીરમપૂર કરીને એક શહેર હતું અને તે શહેરની પાસે સાત ગાઉ ઉપર લક્ષ્મીપુર (લખમીપર) કરીને એક આ વીરમપુરના રાજાના ભાયાતનું ગામ હતું. તે ગામમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો આ ગામમા વિપ્રોના લગભગ વીશેક ઘર હશે. આ બ્રાહ્મણના ઘરમાં પોતે બે ભાઇ, પોતાની બૈરી તથા પોતાની એકની એક

દીકરી રહેતા હતા. એક દિવસે પોતાના ઘરના બધાયે મળી વિચાર કર્યો કે આપણી આ દીકરી હેવગ ગા હવે મ્હોટાં થઇ છે આપણા ઘરમા પૈસા મુદ્દલ નથી માડ માંડ માગી ભીખીને પેટનુ ગુજરાન કરી લઇએ છીએ માટે તેનો વિવાહ કોઇ પૈસાદાર જોડે કરીએ તો ઠીક આ વિચારમાં સૌ સમત થયા, એટલે તે બ્રાહ્મણ પોતાને ગામથી પાસેના વીરમપૂર શહેર તરફ જવા નીકળ્યો. જતા જતાં ગાઉ ત્રણેકને સુમારે શહેર છેટુ રહ્યુ એટલામા તેણે નજીકમાં એક તળાવ દીઠું અને તેથી ત્યા જઇ દાતણ કરવા બેઠો. દાતણ કરતી વખતે વિચાર કરવા લાગ્યો કે, આપણી પાસે પૈસા નથી ઉલટુ માથાઉપર આઠસો હજારનું દેવું છે દીકરી પરણાવવામાં પણ બસો ત્રણસોનું જરૂર ખરચ થશે એટલે એ હિસાબે હજાર અગિઆરસો લઇશ તોપણ તેમાથી કાંઇપણ વધારો વધશે નહિ દીકરી ઉમરમાં મ્હોટી અને નમણી છે; તેથી કદાચ પાંચસો વધારે લેવાની માગણી કરીશુ તોપણ તેય મળી શકશે અને પચાસનો ઉમરો ઓળંગી ગયલો તો વખતે ત્રણથી ચારહજાર પણ આપે, પરન્તુ આપણે એવી રીતે કરવુ નહિ આપણે પંદરસો કે વધારેમા વધારે બે હજારની આશા રાખી કોઇ આધેડ વયનો બીજવર ગોતવો આથી સર્પ મરશે નહિ અને પરોણો ભાગશે નહિ. આવો વિચાર કરી તે બ્રાહ્મણ મુખ પ્રક્ષાલન કરી ત્યાથી ચાલતો થયો અને ચાલતા ચાલતા શહેરના દરવાજા આગળ આવી પહોચ્યો દરવાજામા પ્રવેશ કરતા તેને ગાયના શકુન થયા અને તેથી તે મનમા રાજી થયો. આગળ ચાલતા જ્યા પોતાની જ્ઞાતિના ઘર હતા તે ચકલામા આવી પોતાનો કોઇ ઓળખીતો હશે તેને ઘેર ઉતર્યો અને ત્યા ભોજન કરી જમાઇની શોધ કરવા નીકળ્યો આ કામના દલાલોનો તો તોટો હોતોજ નથી દરેકની ન્યાતમા થોડા ઘણા દલાલોની હસ્તી તો હોય છેજ. કેટલીક ન્યાતોમાં તો ન્યાતના ખુદ ગોરોજ આ કામ કરે છે.

આ પ્રકારના ઘણા દલાલોને આ ભાઇસાહેબ ઓળખતા હતા. તેમાંના એકજની આગળ તેણે પોતાની આ બધી હકિકત કહી. દલાલને તો ઘેર બેઠા ગંગાજી પધાર્યા જેવું થયું! તેને તો ન્યાતમાં કોણ માડયુ છે અને કોણ રાડયું છે તેની ખબરજ હતી એટલે તેણે બે પાચના નામો એકદમ આપીજ દીધાં!

તેમાંથી છેવટ તજવીજ કરતાં એમ ઠર્યું કે જે લાધારામ કરીને છે તે ભલે બીજવર પણ કુળવાન છે ઉમર પણ પિસ્તાલીશની ઉપર અને પચાસની અંદરની છે અને રૂપીઆ બે હજાર મળે તેમ છે, માટે ખોટું નથી. આમ સમજી તેની જોડે દેવગંગાનુ પેલા દલાલ મારફત સગપણ કર્યું અને તેના ઠરાવની અરધી રકમની થેલી લઇ પથે પડયો! જમીને બપોર પછી નીકળ્યો હતો તે એમ જાણીને કે દિવસે ગામમા પ્રવેશ કરવોજ નહિ પણ રાત્રીયેજ કરવો, કારણ ગામમા પેસવાથી વખતે કોઇને ખબર પડે અને આપણે નિંદાપાત્ર થઇએ. આવી ધારણામા તે પેલા તળાવ પાસે આવી પહોચ્યો અને ત્યાં થોડી વારની વિશ્રાંતિ લેવા માટે પેલી રૂપીઆની થેલી મસ્તક નીચે મૂકી સૂતો. એવામાં એક ચંડાલણી ત્યા આવી પહોચી તેણીને માથે માંસથી ભરેલો ટોપલો હતો. તેણીએ વિચાર કર્યો કે હું ખાઇને નીકળી નથી અને ભૂખી છું. વળી જે ઠેકાણે પહોંચવાનુ છે તે ઘણુ દૂર છે, માટે ચાલ આ તળાવ ઉપર રાધી ખાઉં આવો વિચાર કરી તળાવને કાંઠે તેણીએ પેલો ટોપલો ઉતાર્યો અને થોડક છેટે જઇ ત્યાં પડેલાં કેટલાંક હાડકા વીણી લાવીને તેનો ચૂલો બનાવ્યો. કાટા વગેરે લાવી તેનુ બળતણ એકઠુ કર્યું. રાંધવા માટે વાસણ નહોતું, તેથી લાંબે એક મરેલા કૂતરાની ખોપરી પડેલી હતી તે તેણી લઈ આવી અને એવી રીતે સઘળુ તૈયાર કરી તેમાં જોઇતું માંસ નાખી તેને તે ચંડાલણી ત્યાજ પકાવવા બેઠી. રાધવાના બધા સાધનો મળી ગયા પણ ઉપર જે ઢાંકવાનુ સાધન જોઇએ તે નહોતું છેવટ તજવીજ કરતા છેટે કોઇનું એકાદું જૂનુ ખાસડું પડેલું હશે તે તેણી લઇ આવી અને તે તેણીએ પેલા વાસણ ઉપર ઢાંકયુ. આ બધો ચર્ચા પેલો સુતેલો બ્રાહ્મણ જોયા કરતો હતો તે એકદમ ઉભો થઇ ગુસ્સો કરી બોલ્યો. અરે! તું કોણ છે? તુ કોઇ ચાંડાલિની જણાય છે! આ તારો ચૂલો! આ વાસણ!! અને આ તારૂ ખાવાનું!!! એ કેવળ અપવિત્ર છે અને તે ઉપર વળી તેં આ જૂનું ખાસડું ઢાંકયું!! જાણુતી નથી કે હું બ્રાહ્મણ છુ! શા માટે તેં આવુ કર્મ મ્હારી નજર આગળ કર્યું? મ્હારી આંખે ન દેખાય એટલે દૂર જઇને કર્યું હોત તો તને શી ખોટ બેસવાની હતી?

પેલી ચ ડાલણીએ જવાબ દીધો. મહારાજ ! આ તો મારો ખોરાક છે. તેને તમે કેમ નિ દો છો ? તમે જાણો છો કે આ તલાવ પાસે જે આ મ્હોટો રસ્તો છે તે રસ્તે અનેક માણુસો ચાલ્યા જાય છે અને ચાલ્યા આવે છે તેમા કોઇ નીચ કામ કરનારની મારા ખોરાક ઉપર જો નજર પડી જાય તો મારે શુ કરવું ? એટલા વાસ્તે મે આ ખાસડુ ઢાકયુ છે, કેમકે નજરાયલી ચીજ પછી અમારા જેવાને માટે હરામ છે. બ્રાહ્મણ આશ્ચર્ય પામી ફરી બોલ્યો. અરેરે ! તારા કરતાં તે વળી કોણ વધારે પાપી અને અધમ હશે ? ચ ડાલણીએ નિડરતાથી જવાબ આપ્યો. મહારાજ ! મારા કરતા પણ વધારે પાપી અને અધમ આ પૃથ્વી ઉપર ઘણા વસે છે. જે માણુસ પોતાની દીકરીના દામ લઇ પોતાના કુટુમ્બનુ ગુજરાન ચલાવે છે તે મારા કરતાં પણ ઘણો અધમ તથા નીચકર્મ કરનારો છે, કારણ કે અમે મરેલા કે મારી નાખેલા પ્રાણીઓનું માસ ખાઇ અમારૂ પેટ ભરીએ છીએ, જયારે દીકરીના માબાપ તો પોતાની જીવતી દીકરીને વેચી તેનુ જે ધન આવે છે તે ઉપર પોતાનુ પેટ ભરે છે આથી દીકરીના તે માબાપ પોતાની દીકરીનુ જ માસ ખાનારા ઠરે છે ચ ડાલણીના મ્હોડામાથી જેવા આ શબ્દો પડેલા સાભળ્યા કે બ્રાહ્મણ તો એકદમ બોલતોજ બંધ થયો અને વિચારવા લાગ્યો કે શુ દીકરીનો પૈસો આટલે દરજ્જે નિંદવા લાયક ! અને શુ આ ચાડાલિની કરતા પણ હું વધારે નીચ ! અરેરેરે ! આ તો ઘણુ ખરાબ ! આમ અત્યંત પશ્ચાત્તાપ કરવાની સાથે બ્રાહ્મણ ત્યાથી ઉઠી પાછો વીરમપૂર ભણી પોતાના જમાઇને ઘેર જવા નીકળ્યો રસ્તામા તેને અનેક પ્રકારના વિચારો આવ્યા પોતે પોતાના આત્માને ધિક્કારવા લાગ્યો અને પેલી ચંડાલણીને પોતાના ગુરૂ જેવી માનવા લાગ્યો તેણે પોતાને મળેલી સમયસરની ચેતવણી માટે પરમકૃપાળુ પરમેશ્વરનો આભાર માન્યો અને એવા પવિત્ર સ કલ્પની સાથે તે પોતાના જમાઇને ઘેર પહોચ્યો જમાઇ ઘરના જે ભાગમા બેઠેલો હતો ત્યા જઇ એકદમ તેણે પેલી કોથળી તેની આગળ ઠલવી રૂપીઆનો ઢગલો કર્યો ! જમાઇ આધેડ ઉમરનો ઘરધણી હતો તેતો પોતાના સસરાનુ આવું વર્તન જોઇ નવાઇ પામ્યો અને કહેવા લાગ્યો કે તમે આ શું કરો છો ? શું રકમ ઓછી પડી ? સો બસો વધારે જોઇતા હો તો લ્યો; પણ હવે કરેલું સગપણ ટાળવું સારૂં નાહ એથી ન્યાતજાતમા

અમારૂ સારૂ બોલાય નહિ અને અમારા બાપદાદાની આબરૂને બટ્ટો લાગે. આવી જમાઇના મ્હોડાની વાણી સાંભળી પેલો બ્રાહ્મણ બોલ્યો કે મારે તમારા રૂપીઆ નથી જોઈતા. હું તમારી આગળ અત્યારે પાછો આવેલ છુ તે તમારી પાસેથી વધારે રકમ લેવાની લાલચે આવ્યો નથી, પણ એક નીચ જાતની ચંડાલણીના વચનરૂપી બાણ મ્હારા હૃદયમા સચોટ લાગવાથી આવ્યો છું. મારી દીકરી સુખી થાય કે દુઃખી થાય તે હવે તેણીના નશીબની વાત છે; પણ હું હવે મારા વચનથી ફરવાનો નથી તમે લગ્નનો શુભ દિવસ નક્કી થયા પછી મારે ઘેર ઘણી ખુશીથી પરણવા પધારજો. મારે તમારા તરફની રાતી પાઇ પણ જોઇએ નહિ હું કંકુને ચાંદલે મારી પુત્રી તમને આપુ છું એટલુંજ નહિ; પરન્તુ આજથી તમારા ઘરનુ પાણી કે અન્ન મને ખપેજ નહિ. આટલુ બોલી તે બ્રાહ્મણ ત્યાંથી તરતજ ચાલતો થયો અને કોઈ વાત સરખી પણ સાભળવા ઉભો રહ્યો નહિ પ્રહર દોઢ પ્રહર વીત્યા પછી તે પોતાને ઘેર આવ્યો અને જે બન્યું હતું તે પોતાની પત્નીને વિગતવાર કહી સભળાવ્યું થોડો સમય વ્યતીત કર્યા પછી લગ્નનો દિવસ નકકી કરવામા આવ્યો અને પછી તે બ્રાહ્મણે પોતાની સાધારણ સ્થિતિ હોવાથી લીલુ નાળિએર મૂકી જમાઇને પગે લાગી પોતાની પુત્રીને પરણાવી દીધી આ તો એક સૃષ્ટિનો નિયમ છે કે સારી માઠી વાત કોઈ દહાડો છાની રહેતી નથી. મોડી વહેલી પણ જાહેરમા આવે છેજ આ બ્રાહ્મણે જે રીતે પોતાની પુત્રીના લગ્ન કર્યા તેની તમામ હકિકત છેક રાજાને કાને પણ ગઇ, તેથી રાજાએ બ્રાહ્મણને બોલાવી તેની પાસેથી જે બનાવ બન્યો હતો તેની સઘળી બિના સાંભળી પોતાની ખાત્રી કરી લીધી. રાજા નીતિવાન તથા ધર્માત્મા હતો તે બ્રાહ્મણ ઉપર પ્રસન્ન થયો અને તેણે તેની યોગ્ય કદર કરી તેને ન્યાતજાત તથા ગામની વસ્તીમા ઉજ્જ્વલ કર્યો, એટલુંજ નહિ પરન્તુ પોતાની સત્તા તળેની તમામ હદમા ઢંઢેરો પીટાવી કન્યાવિક્રય કરવાની સખ્ત મના કરી.

ઉપલું દ્રષ્ટાન્ત ઉચ્ચ વર્ણમાના કન્યાવિક્રય કરનારાઓને ઠેકાણે લાવવા માટે એક આબાદ ફટકા સમાન છે. ફરીથી કહેવું પડે છે કે જે લોકો દીકરીના પૈસા ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે તે પોતાની દીકરીનું લોહીજ પીએ છે! કેમકે જે લોકો પોતાની દીકરીના

દોકડા લે છે ત લોકો પોતાની દીકરીના હિતનો ભોગ આપ્યા વગર તો જાણે તે લઈજ શકતા નથી અને તેથી એમજ ઠરે છે કે, એવા લોકો કે જે પોતાની પુત્રીનું વધતામા વધતુ હિત કરવા ફરજથી બંધાયલા છે તેઓ પોતાની પુત્રીના હિતનો પોતાના હિતની ખાતર નાશ કરે છે. ખરેખર સૌ સૌનો ધર્મ ભૂલ્યા વિષેની નીચે લખેલી કવિતા સહૃદય મનુષ્યને માટે મનનીય છે

( મહિદીપ, પ્રભાત તથા જીંજોટીમા ચાલશે )

માતૃ પિતૃ ભક્તિ ગઇ, પુત્ર-હૃદયમાથી,
ભ્રાતૃ જોઉં ભાવરહિત, સ્વાર્થનાજ સાથી.
માત પિતા ક્રૂર બની, સ તતિને વેચે,
એક બીજા કાર્ય સાધે, સાવ દાવ પેચે '
દે ન બોધ ઉલટા કરે, બ્રાહ્મણો દલાલી !
દેશ તણી આમ થાય, અટલ પાયમાલી
ધર્મ કોઇ જાણે નહિ, કર્મ નહિ જાણે,
સ્વાર્થ જ્યા સધાય, તેનો પક્ષ ખૂબ તાણે !
બ્રાહ્મણો કહે તે કરે, એનુ માત્ર માને,
વાક્ય પૂર્વજો તણા પણ, સાભળે ન કાને !
દુર્લભે બધો આ ઠાઠ, નજરથી નિહાળ્યો,
પથ્થરની સાથ અર્ધ, જન્મ આ અફાળ્યો '

**મહાત્મા મનુ કહે છે કે —**

**दुहिता कृपण परम् ।**

**અર્થ:—દીકરી એ કૃપાપાત્ર છે**

**મનુ મહારાજનુ** આટલુજ વાકય દીકરીના માબાપને કેવો બોધ કરે છે? " દીકરી કૃપાપાત્ર છે " આનું તારતમ્ય શુ? એટલુજ કે દીકરી કોઇ પણ સમયે ( જો તે શુભ આચરણ વાળી હોય તો ) અવકૃપાનુ પાત્ર નથીજ. દીકરીને ગાયની ઉપમા આપી છે તે પણ આ કારણથીજ જેમ ગાય અવકૃપા કરવા યોગ્ય નથી તેમજ દીકરી નથી. જેની દીકરી ઉપર અવકૃપા થાય છે તેના ઉપર દૈવની પણ અવકૃપા થાય છે

બ્રાહ્મણને તો દાન લેવાનો (જો તેનો પ્રતિકાર જાણતા ન હોય તો) અધિકાર નથી, તો પછી તે કન્યાવિક્રય તો કેમજ કરી શકે?

મનુ મહારાજ કહે છે કે —

**न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहे ।**
**प्राज्ञः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥**

**અર્થ:**—બુદ્ધિમાન બ્રાહ્મણે દ્રવ્યનો પ્રતિગ્રહ કરવામાં (દાન લેવામાં) ધર્મવાળો વિધિ જાણ્યા વિના તે પોતે ભૂખે પીડાતો હોય તોપણુ પ્રતિગ્રહ કરવો નહિ એટલે દાન લેવુ નહિ.

આપણા પૂજ્યશ્રી સ્પષ્ટ કહે છે કે, જે બ્રાહ્મણુ એવી રીતે દાન લે છે તેના બ્રહ્મતેજની અવશ્ય હાનિ થાય છે

જે બ્રાહ્મણો ગમે તેવા અપાત્રના કરનું અથવા તો અપવિત્રમાં પણુ અપવિત્ર ધર્મના નામથી અવિહિત ક્રિયાઓ કરાવવા તત્પર થઇ, દાન લેવાની ઈચ્છા કરે છે અને જે બ્રાહ્મણો, પોતાના યોગક્ષેમ (ગુજરાન ) ને માટે ગમે તેવુ અપમાન સહન કરવા તૈયાર થાય છે અથવા તો ગમે તેવુ નિંદિત કાર્ય કરવાથી ભય પામતા નથી તે બ્રાહ્મણોએ **મનુમહારાજ**ના ઉપલા આદેશનું વારંવાર મનન કરવું જોઇએ

આ તો પૂર્વે આવીજ ગયુ કે **મહાત્મા મનુ**એ પુત્રીને કૃપાપાત્ર ગણી છે હવે જે લોકો પુત્રીના પૈસા લે છે તેઓ શુ પોતાની પુત્રી ઉપર કોઇપણુ પ્રકારની કૃપા કરે છે કે ? કદિ નહિ. આજકાલ જે બ્રાહ્મણો ચપટી લોટ માટે ઠામ ઠામ ભટકે છે અને તેને માટે ગમે તેવાનો ગમે તેવો અનાદર મસ્તકે ચડાવી લે છે તે બ્રાહ્મણો શું બ્રાહ્મણુતાને યોગ્ય છે ? મનુમહારાજે સ્પષ્ટ કહ્યુ છે કે:—

" કોઇ પણુ બ્રાહ્મણે અધર્મને માર્ગે દાનના રૂપમા પણુ ધન ગ્રહણુ કરવાની ઇચ્છા રાખવી નહિ "

હવે જ્યારે દાન લેવામા પણુ બ્રાહ્મણે ધર્મનો વિધિ ત્યજવો નહિ એમ **મનુ મહારાજ** કહે છે ત્યારે બ્રાહ્મણથી પોતાની કન્યાના પૈસા તો શી રીતે લઇ શકાય ? ફરીથી કહેવુ પડે છે કે, કદિ પણુ લઇ શકાય નહિ.

અફસોસ ! અધુના ઘણે અંશે બ્રાહ્મણોએ પોતાના ધર્મ કર્મની મર્યાદાનો તો છેકજ લોપ કરવા માડયો છે. જે બ્રાહ્મણો ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્રને ધર્મનો માર્ગ બતાવનારા ગણાય તેજ બ્રાહ્મણો

જયારે અધર્મને માર્ગે ચાલવા માંડે ત્યારે તેમને પછી કોણ કહે ? આ તો 'જેના આગવા આંધળા તેનું કટક કુવામાં પડે' એ કહેવતને અનુસરતોજ બનાવ કહેવાય. જો ખરૂં પૂછાવો તો બ્રાહ્મણો અધર્મને માર્ગે ઉતરવાથીજ ઇતર વર્ણો અધર્મને માર્ગે ચાલવા લાગ્યા છે જો બ્રાહ્મણો પોતાના ધર્મ કર્મમા દ્રઢ રહ્યા હોત તો ઇતર વર્ણો કોઇ દહાડો પોતાના ધર્મકર્મને ત્યજત નહિ વૈશ્યવર્ગમા જે કન્યાવિક્રય કરનારા છે તેઓને જયારે કહીએ કે, તમે આ શો અધર્મ આચરો છો ? શુ કન્યાના પૈસા લેવા વ્યાજબી છે ? ત્યારે તેઓ એવો જવાબ આપે છે કે અમે બ્રાહ્મણોથી કાંઇ ઉંચા નથી ! જયારે બ્રાહ્મણો કન્યાના પૈસા લે છે ત્યારે અમને તેમ કરવામા શો વાધો? ઘણી ન્યાતોમા તો આવું કામ પાર ઉતારવામા બ્રાહ્મણજ દલાલો હોય છે. આવા બ્રાહ્મણ દલાલો કોની દીકરી કુવારી છે, તે કેટલા વર્ષની છે અને તેણીના માબાપ તેણીની કેટલી રકમ લેવાની ઇચ્છા રાખે છે તે વિષયની રજે રજ માહિતી ધરાવે છે અને તેની સાથે કોણ કુંવારો છે અગર વિધુર થયો છે તે કેટલા વર્ષની ઉમરનો છે ઇત્યાદિ અવશ્યની દરેક માહિતી મેળવી તેના નામ, ઠામ શીખે યાદ રાખે છે. ટુકામાં એવા લોકોનો એજ ધધો હોય છે અને તે દ્વારા તેઓ પોતાનું ગુજરાન કરે છે. આવા દલાલો ધોળે દહાડે લુંટ ચલાવનારા છે. તેમને પરમેશ્વર કે ખરા ધર્મ કર્મની બીક હોતી નથી. તેઓ તો કોઇ પણ રસ્તેથી પૈસો પેદા કરવાની ઇચ્છા રાખનારા હોય છે તેથી તેઓને હાથે ઘણા લાકડે માકડા વળગી જવાના દાખલા બન્યા છે અને બને છે શ્રીકૃષ્ણપરમાત્મા ગીતાની અંદર વદે છે કેઃ—

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदे-[illegible] जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥**

અર્થઃ—શ્રેષ્ઠ પુરૂષો જે કાંઈ કરે છે તેવુ બીજા માણસો પણ કરે છે અને જેને તેઓ પ્રમાણ ગણે છે તે પ્રમાણે લોકો વર્તે છે.

શ્રી કૃષ્ણપરમાત્માના આ વચનો કેવા મૂલ્યવાન છે ? જે બ્રાહ્મણો કન્યાવિક્રય કરવાનો ધંધો લઇ બેઠા છે તેમણે આ વચનોને કેવડું મ્હોટું માન આપવું જોઇએ ? આ વચનો કોના મુખમાંથી

નીકળ્યા છે તેનો પણ એ લોકોએ વિચાર કરવો જોઈએ. આ ચાલતા કાળમા **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા** દ્વારા પ્રકાશમાં મૂકાયલી **શ્રી કૃષ્ણચંદ્ર**ની વાણી કરતા બીજી કોની વાણી વિશેષ કિંમતી છે? ધર્મનુ પગથિયુ ચૂકી ગયલા માણુસને માટે આથી વધારે મહત્વનો ઉપદેશ બીજો કયો? જે બ્રાહ્મણો કન્યાવિક્રય કરનારા છે તે બ્રાહ્મણો માત્ર એક કન્યાવિક્રય કરવાનુંજ પાપ પોતાને માથે નથી વહોરતા, પરન્તુ પોતે બ્રાહ્મણ છતાં અવિહિત કે અયોગ્ય કર્મ કરીને અન્ય વર્ણોને જે પોતાનો અનુચિત દાખલો આપે છે તેનું પાપ પણ તેની સાથેજ વહોરે છે અને તેથી એવા બ્રાહ્મણો બેવડા અગર તો ત્રેવડા પાપના ભાગી થાય છે, તો જો કે આથી ક્ષત્રિય તથા વૈશ્ય જાતિમા જે કન્યાવિક્રય કરનારા છે તેઓ કન્યાવિક્રયના મહાપાપમાથી મુક્ત થતા નથી એ તો જેવુ જે કરે તેવું તે ભોગવે; પરન્તુ બ્રાહ્મણોએ તો કન્યાવિક્રય કદિ પણ કરવો જોઇએ નહિ, કારણ બ્રાહ્મણો પોતાને જે ઉચ્ચ જાતિના કહેવડાવે છે તે કથનનુ એથીકરીને કાંઈ પણ ગૌરવ રહેતું નથી અને ઉલટું એમ બને છે કે, ક્ષત્રિય અગર વૈશ્ય જાતિમાના જે લોકો કન્યાવિકયના કાર્યને અયોગ્ય માને છે તે લોકો, એવા નીચ વૃત્તિવાળા બ્રાહ્મણોથી વર્તનમાં ચડી જાય છે. મેં મ્હારી નજરે જોયુ છે કે ધર્મ કર્મમા રત થઈને ચાલનારા ઘણાક વણિક ગૃહસ્થો જે બ્રાહ્મણે કન્યાવિક્રય કર્યો હોય છે તેવા બ્રાહ્મણોને પછી પોતાને ઉંબરે પણ ચડવા દેતા નથી. નામ આપવાની જરૂર નથી, પરન્તુ એક વણિક ગૃહસ્થના લાંબા વખતના આશ્રિત બ્રાહ્મણે પોતાની કન્યાના જ્યારે પૈસા લીધા અને તેની પેલા ગૃહસ્થને જ્યારે ખબર પડી ત્યારે તેમણે તે બ્રાહ્મણને પોતાને ઘેર આવતો બંધ કર્યો. આવું આ એકજ ઉદાહરણ નથી એવાં ઘણા ઉદાહરણો મળી આવે છે

સવૈયા એકત્રીશા

જે બ્રાહ્મણના સદ્‌વર્તનનો, ભૂ પર પડતો હતો પ્રકાશ;
જે બ્રાહ્મણના મુખના શબ્દો, પાપ તણો કરતા'તા નાશ;
જે બ્રાહ્મણના આશીર્વાદે, થતું હતું જનનુ કલ્યાણ;
તે બ્રાહ્મણના વંશજ હરહર! કરે હવે કન્યા વેચાણ!
જે બ્રાહ્મણના દર્શન અર્થે, જતા હતા વનમાં મહિપાળ;
બ્રહ્મતેજથી જે બ્રાહ્મણનું, ઝગમગ થાતું હતું કપાળ!

જે બ્રાહ્મણના પરમ પ્રેમથી, પૂર્વે પૂજાતા'તા પાય,
તે બ્રાહ્મણના વંશજ ઘરથી, હવે હાય ! પુત્રી વેચાય !
જે બ્રાહ્મણના તપોબળે બહુ, થતા હતા કંપિત બળવાન ;
મુખ્ય મનાતા હતા મૂળથી, ચતુર્વર્ણમા જે વિદ્વાન,
અધર્મના ધનને જે બ્રાહ્મણ, અડાડતા ન્હોતા કર રંચ ;
તે બ્રાહ્મણના વંશજ હમણા, લઇ બેઠા શો પેટ પ્રપંચ !
જે બ્રાહ્મણ વેદોકત કર્મથી, પ્રસન્ન કરતા'તા પરમેશ ;
જે બ્રાહ્મણ ગાયત્રી જપથી, પુણ્ય વધારતા હતા વિશેષ,
જે લાવતા હતા પૃથ્વીપર, યજ્ઞ વડે વર્ષાનો યોગ,
તેના વંશજ હવે મેળવે, શિવશિવ ! શા કન્યાના ભોગ !
જે બ્રાહ્મણના અનુગ્રહ કેરી, ધરતા'તા ઇચ્છા ધનવાન,
ઋષિ મુનિના ઉપનામ થકી જે, પામ્યા'તા અવનીમા માન,
જે બ્રાહ્મણની કૃપા થઇ કે, સંકટ પણ સુખમા ફરિ જાય,
તે બ્રાહ્મણના વંશોમાથી, હાય ! હવે કન્યા વેચાય !
જે બ્રાહ્મણના મંત્રોચ્ચારે, કરે ધર્મમા હૃદય પ્રવેશ,
સ્વર્ગ અને વૈકુંઠ અપાવે, એકજ જે મુખનો આદેશ !
જે બ્રાહ્મણના માત્ર વચનથી, પાપી જન પણ પાવન થાય,
તે બ્રાહ્મણના વંશોમાથી, હાય ! હાય ! પુત્રી વેચાય !

### ભુજંગી

કુબુદ્ધિ થઇ શી અરે બ્રાહ્મણોની,
નિહાળુ પૃથા દુષ્ટ લોભીજનોની !
કરે કૃત્ય જયા બ્રાહ્મણો આમ નીચ,
પડે ના પછી અન્ય કાં પાપકીચ ?
નથી દેખતો ધર્મનુ ચિન્હ લેશ,
નિહાળું બધે ભ્રષ્ટતા કલેશ દ્વેષ,
વધ્યાં આવડા જયાં અરેરે ! અકર્મ,
રહેશે પ્રભૂ ત્યાં કહો કેમ ધર્મ ?

આથી સ્પષ્ટ સમજી શકાશે કે પ્રાચીન સમયના બ્રાહ્મણો કેવા સદ્વર્તનશાળી હતા અને હાલના બ્રાહ્મણોનું વર્તન કેવું છે ? હાલમા જે અસંખ્ય બ્રાહ્મણો દુખનો જગી પોકાર ઉઠાવી રહ્યા છે તે બ્રાહ્મણો પોતાની મેળેજ દુઃખી થયા છે અને થાય છે; તો જો કે

હુ એમ કહેવા નથી માગતો કે સઘળાજ બ્રાહ્મણો એવા છે. કોઇ કોઇ પોતાના ધર્મ કર્મ પ્રત્યે અત્યંત અનુરાગ ધરાવનારા છે અને તેથી તેઓ કદિ પણ અનુચિત કાર્ય કરવામાં પોતાની વૃત્તિને જવા દેતા નથી, પરન્તુ મ્હારે કહેવું જોઇએ કે આવા વિચારવાળો ભાગ બહુજ થોડો છે.

હવે ક્ષત્રિય તથા વણિક જાતિના સબધમાં કેટલુંક બોલવાનું બાકી રહ્યુ છે. ક્ષત્રિય વર્ગમા ન્યાત જાતના અનેક ફાટા પડી ગયા છે કે જે ફાંટા મૂળ ક્ષત્રિયના હોવા છતા આપણે તેને ક્ષત્રિય તરીકે ઓળખી શકતા નથી. આવી રીતે ક્ષત્રિયમાથી જુદી પડેલી વ્યકિતનું નામ પણ જુદુ છે અને એવી નામવાળી વ્યકિતની અંદર કોંઇ ઠેકાણે ઘણો તો કોઇ ઠેકાણે થોડો કન્યાની આપ લે કરવામા સ્વાર્થનો ભાગ દેખાય છે. ઉદાહરણ તરીકે મ્હારે કહેવું જોઇએ કે, ભાટીઆ કોમ કે જે પોતાને ભટ્ટી રજપૂતોના નામથી ઓળખાવે છે તે પ્રતિષ્ઠિત તથા ધનાઢ્ય કોમમા પણ કન્યાવિક્રયનો ધિક્કારવા યોગ્ય ચાલ અદ્યાપિ પ્રચલિત છે આ કોમમા કન્યા એટલી મોંઘી છે કે જેઓનાથી પરણવાના ખરચને પહોચી વળાતુ નથી તેઓ જીવિત પર્યંત વાંઢા રહે છે અને છેવટે સંતતિ વગર મરણ પામે છે. કહે છે કે આ સબબને લીધે આ કોમની વસ્તી દિન પ્રતિદિન ઘટતી જાય છે અને તેથી તેમાથી એક યદુવંશીય ભાટીઆ વર્ગનો ફાંટો નીકળવા પામ્યો છે. આ વર્ગમાંના છેક હરિદ્વાર ભણીની કન્યાઓ લઈ આવે છે અને ગૃહસ્થાશ્રમ માંડે છે એ લોકો એવુ કહે છે કે, જે કન્યાઓ અમે લાવીએ છીએ તે ભાટીઆ કોમની છે.

જેને આપણે હાલ ક્ષત્રિય એટલે રજપૂતની જાત કહીએ છીએ તેમા ધનની લાલચને અર્થે બહુ નહિ, પરન્તુ લાગવગને માટે ઘણા સગપણો થાય છે અને એ પણ કન્યાવિક્રયનો એક ભેદજ કહેવાય, કારણ એવા સગપણોમાં પછી જોઇએ તેવું કન્યાનુ હિત સાધી ન શકાય એ સ્વાભાવિક છે દિવસો દિવસ ક્ષત્રિય વર્ગની સ્થિતિ નિર્બળતા ધારણ કરતી રહી છે અને એવી સ્થિતિ કેવળ વ્યસન, હરિફાઇના ખરચો તથા અંદર અંદરના ઝગડાનેજ આભારી છે વળી એ વર્ગમાં એકથી વધારે સ્ત્રી કરવાનો ઘણે દરજ્જે રીવાજ છે અને એમ કરવું એ તે કોમમાં બહુ ભાગે આબરૂનું કાર્ય ગણાય છે. આવી કેટલીક ચાલતી આવેલી રસમોને લીધે

પણ તે વર્ગમા કેટલાક સગપણો નહિ ઇચ્છવાયોગ્ય થયા છે તથા થાય છે અને તેથી અનેક પ્રકારનાં અ તરાયોને જન્મ મળે છે કે જે અંતરાયો મટાડવા માટે હાલ તે વર્ગના અગ્રેસરો જે આંદોલન કરે છે તે માનને પાત્રજ છે

આ પછી ત્રીજો વર્ગ વણિકનો આવે છે. આ વર્ગમા કન્યાવક્રયે અત્યત ત્રાસ ફેલાવવા માડયો છે ઘણા વણિકોએ પોતાના બાપદાદાના ચાલતા આવેલા ધંધા રોજગારને પણ નેવે મુકી દીધા છે અને જેઓ નવા ધંધા રોજગારમા નિમગ્ન રહેતા હતા તેઓએ પણ તે તરફ પોતાનો કટાળો બતાવવા માડયો છે તેઓએ પોતાનો સુખરૂપ વ્યવહાર ચલાવવા માટે પોતાની કન્યાનેજ વ્યાપારની વસ્તુ ઠરાવી છે અને તેમનામા આ સાધ્નનદ્વારા વગર શ્રમે વિશેષ પૈસા પેદા કરવાની લાલચ ઉત્પન્ન થઇ છે અને તેથી કોઇ કોઇ કુટુમ્બ, જ્ઞાતિ, કે કોઇ કોઇ ગામ કન્યાવિક્રયના ધામ અગર તો બજાર તરીકેજ ઓળખાય છે. જે કુટુમ્બ, જ્ઞાતિ, અગર જે ગામમા કન્યાવિક્રયનો ધંધો ધમધોકાર ચાલે છે તે કુટુમ્બ, જ્ઞાતિ, અગર તે ગામ માટે એ કામનું ચોકઠુ બેસાડનારા દલાલો પણ મળી આવે છે તે લોકોનો મુખ્ય ધધો આ એકજ હોય છે અને તેઓ ઘણી ચપલતાથી પોતાનો શિકાર શોધ્યા કરે છે આ દુષ્ટ દલાલો તાકીને એવુ નિશાન મારે છે કે ભાગ્યેજ તે ખાલી જાય ! આ લોકોની સમજાવવાની યુક્તિ પણ ઘણી સારી હોય છે તેઓ "ધણીને જાગવાનો તથા ચોરને ખાતર પાડવાનો" બોધ કરનારા હોય છે તેઓ દલાલી પણ બે તરફની ખાય છે અને 'વર મરો કે કન્યા મરો પણ ગોરનુ તરભાણુ ભરો' એ કહેવતને પૂરેપૂરા અનુસરનારા હોય છે. તેઓને પરમેશ્વરનો ભય તો ક્યાથીજ હોય; પરન્તુ જનસમાજ તરફની નિંદાની પણ મુદ્દલ બીક કે પરવા હોતી નથી તેઓ તો ગમે તેમ કરીને પોતાનું કામ કહાડવામાજ પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરે છે ખુદ કન્યાવિક્રય કરનારા તો હજી પણ જાહેરમા પડવાની હિંમત કરી શકતા નથી અથવા તો તેમ કરવામા શરમાય છે, પરન્તુ એ કામના દલાલોને તો તે વિષેની લેશ પણ લજ્જા ઉપજતી નથી જેમ પશુભક્ષક પ્રાણીના મહોડામા કોઇ ખાજ આવી પડયુ હોય તેમ આ દલાલોના સંબધમા પણ પ્રત્યક્ષ દેખાઈ આવે છે. તેમને થોડીજ પારકી કન્યાના કલ્યાણની

કાળજી હોય છે ! તેઓ તો આ પ્રકારની દલાલીના કામમાથી પૈસાદાર થવા માગે છે. ખરી વાત છે કે જે રોજગાર હસ્તીમા આવે તેના દલાલો પણ જોઇએ. કમનશીબે આ દેશની અંદર કન્યાવિક્રયનો રોજગાર હમણાં જ્યારે ઘણો વધી પડયો છે ત્યારે તે કામના દલાલોનો પણ તેની સાથેજ વધારો થવા પામ્યો છે કેટલાક દલાલોને જ્યારે આ કામમા સીધો લાભ નથી મળતો ત્યારે તેઓ એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજીને કઠોડે પણ ઘણા ધનાઢય ગૃહસ્થોને ચડાવી દે છે અને તેમાથી પોતાનું મનમાનતુ કરી લે છે આ લોકો એવા બાહોશ તથા ચાલાક હોય છે કે પોતાની મતલબ એકદમ કોઈને જાણવા દેતાજ નથી અને સામા માણુસ ઉપર કેમ જાણે ઉપકાર કરતા હોય એવુ મીઠુ મીઠું બોલે છે અને છેવટ એવા તેમના વાણીછલમાં ઘણા લોકો ફસાઇ જાય છે જે લોકો અપુત્ર અથવા તો સાવ વાઝીઆ હોય છે, જે લોકોને પોતાની બૈરી જોડે બનાવ નથી હોતો અગર જે લોકોને પોતાની બૈરી ગમતી નથી અથવા તો જે લોકો નવી નવી બૈરી પરણવાના શોખીન હોય છે તેવા લોકો પાસે આવા દલાલો વગર વિલંબે તથા ઓછા શ્રમે ફાવી જાય છે. કન્યાવિક્રય કરનારાઓને પણ મ્હોટી રકમ આવા લોકો દ્વારાજ પ્રાપ્ત થાય છે અને એ કામના દલાલો પણ ચાર છ માસના રોટલા આ પ્રકારની દલાલીમાથીજ મેળવી લે છે. આથી પણ વધારે કેટલાક દલાલોની નાલાયકી અને હિંમત જુઓ ! તેઓ તો બ્રાહ્મણ, વાણીઆ જેવી ઉચ્ચ કોમના આસામીઓની જોડે, બ્રાહ્મણ અગર તો વાણીઆની દીકરી તરીકે ઠોકી બેસાડી ભંગી, ઢેડ, કોળી અગર તો એવીજ ઉતરતી કોમની દીકરીને વળગાડી દે છે અને તેમાથી પૈસા સબંધી મરજી મુજબનો ફાયદો મેળવી લે છે, પરન્તુ જ્યારે આ તેઓનો પ્રપંચી ઘડો પુટી જાય છે ત્યારે તેમના ન્યાયાસન આગળ ગોદડાં ઘણા ભારે થાય છે આવા અનેક દાખલા પ્રસિદ્ધિમાં આવ્યા છે અને હજી પણ આવતા જાય છે. એવા કામ કરનારાઓ પછી કાયદાની ચુંગાલમાથી છટકી શકતા નથી

એક ગ્રંથકાર કહે છે કેઃ—

**કવિત્ત–મનહર**

દલાલીનો રોગ આખી, દુનિયાને લાગ્યો ભાઇ,
જેની તેની બસ હવે, દલાલીજ થાય છે,

ધાતુની દલાલી થાય, ધાન્યની દલાલી થાય,
ગોળ, ખાંડ, તેલ, ઘીની, દલાલી ગણાય છે,
ઝવેરાતની દલાલી, કાપડ રૂની દલાલી,
હાડકાં ને ચામડામા, દલાલો પોસાય છે,
શંકર કહે છે જેમા તેમા દલાલીનો લાગો,
કલિકાળ આવ્યો એવુ આ થકી જણાય છે!
લોન, શેર, હુડીઓ ને, વીમાની દલાલી થાય,
ઝાડ, પાન, લાકડાની, દલાલી લેખાય છે,
ફુલફૂલ, પશુ, પક્ષી, કોલસા, પથ્થર, ઇંટો,
દરેક જણસપર, દલાલી લેવાય છે,
ભલે તેનું કંઇ નહિ, પણ આ તો હદ્દ થઇ,
આજકાલ કન્યાઓની, દલાલી ખવાય છે,
શંકર કહે છે ભૂંડી, દલાલીએ દાટ વાળ્યો,
યોગ્ય કે અયોગ્ય ભાઇ, હવે કયા જોવાય છે!

જે લોકો થોડો પણ દીકરીનો સ્વાર્થ જુએ છે અને થોડો પોતાનો જુએ છે તે લોકો સામાવાળા પાસેથી ઘણી થોડી રકમ લે છે અને એવી રીતે સબધ બાધી પોતાનુ કામ પતાવે છે. વળી જે લોકો પોતે ગમે તેવી આરિક હાલતમા આવી પડયા હોય તોપણ દીકરીનાં પૈસા નથી લેતા તે નથીજ લેતા; ઉલટા પોતાની આબરૂ ખાતર ઘરમા જે કાઇ થોડુ ઘણુ હોય છે તેમાથી પણ પોતાને જેવી રીતે ઠીક લાગે તેવી રીતે દીકરીને આપી પોતાનુ કર્તવ્ય પૂરૂં કરે છે ખરેખર, આવા ટેકીલા ગૃહસ્થોને તેમની ટેક માટે આપણે ધન્યવાદ આપવો જોઇએ આવા ગૃહસ્થો તેજ ખરા ગૃહસ્થો છે, પછી તેમની સ્થિતિ ગમે તેવી નિર્બલ હોય તે વિષેનો સવાલજ રહેતો નથી આ ભરતખડનુ ભૂષણ આવા સજ્જનોથીજ હજી જલવાઈ રહ્યુ છે અને આવા હરિફાઇના સમયમાં આપણો થોડો ઘણો પણ જે મોભો સચવાયો છે તે આવા લોકોના પ્રભાવથીજ સચવાયો છે

કન્યાવિક્રયને ખરૂં ઉત્તેજન આપનારા ન્યાતમા જે ધનવાનો હોય છે અને જેઓ ન્યાતના શેઠીઆ કે પટેલીઆ તરીકે ઓળખાય છે તેઓજ છે આ વ્યક્તિ જો પરણવા તૈયાર ન થાય અથવા મશ્કરીમા કહીએ તો લાડા બનવાની ઇચ્છા ન કરે તો

કન્યાવિક્રય કરનારાઓ એનીમેળેજ શાન્ત પડી જાય; કારણ એ લોકોને પછી પોતાની દીકરીના બદલા તરીકે મ્હોટી રકમ મળે નહિ. આ દેશની અંદર વિદ્વાન્ કરતા ધનવાન વિશેષ પૂજાય છે અને દરેક ન્યાતમાં આવું ધોરણ ઘણે દરજ્જે પ્રચલિત છે મ્હાય તો બ્રાહ્મણ જાતિ હોય, વૈશ્ય જાતિ હોય અગર તે વર્ગની પેટા જાતિ હોય, પરન્તુ દરેક જાતિમા ધનાઢ્યનેજ શેઠ તરીકે ઠોકી બેસાડવામાં આવે છે એટલુંજ નહિ, પરન્તુ દરેક ન્યાતમાં જેટલા ધનાઢ્યો હોય છે તે સઘળા શેઠની પંક્તિમા બેસવા લાયક મનાય છે. આથી ખરાબી તો એજ થાય છે કે ન્યાત જાતમાં કરતા કારવતા આવા શેઠીઆઓને જ્યારે નવી બૈરી પરણવાની લાલચ થઇ આવે છે અગર તો જરૂર પડે છે ત્યારે તે વખતે કન્યાવિક્રય કરનારાઓનો ધંધો ખીલી નીકળે છે અને એમા એટલી તો પડાપડી થાય છે કે અત્રે તેનો બરાબર ચિતાર આપવો પણ મુશ્કેલ છે ધન જાતેજ વિવિધ પ્રકારના વિભવોની ઇચ્છા કરાવવામા સબળ સાધન છે અને જે લોકો ધનાઢ્ય હોય છે તેઓને તેવી ઇચ્છા થાય એ સ્વાભાવિક પણ છે આપણા શાસ્ત્રકારોએ અપુત્ર મરણ પામનારની દુર્ગતિ ગણી છે અને એ માન્યતા આપણા દરેક સમાજમાં પ્રધાનપદ ભોગવે છે. આ કારણથી પણ કેટલાક ધનાઢ્યો પરણવાની ઇચ્છા કરે છે. હવે બીજી દિશા ભણી જઈએ છીએ તો જણાય છે કે આપણામા પતિવ્રતનો જેટલે અંશે મહિમા ગણાય છે તેટલે અંશે પત્નીવ્રતનો ગણાતો નથી. એક સ્ત્રીનો પતિ મરણ પામે તો તેણીથી બીજો ધણી થઇ શકે નહિ, પરન્તુ એક પુરૂષની સ્ત્રી જો મરણ પામે તો તેનાથી બીજી સ્ત્રી થઈ શકે. વળી આ ક્રમ આટલેથીજ અટકતો નથી. એક પુરૂષ પોતાની સ્ત્રી જીવતી છતાં બીજી કે તે ઉપર ત્રીજી પણ કરી શકે છે જ્યારે પતિ-રહિત થયેલી સ્ત્રીને માટે કશી છૂટ રાખવામા આવી નથી પુનર્લગ્ન કરવા કે નહિ કરવા એ બાબતમા અત્યારે હું ઉતરવા માગતો નથી, કારણ એ વિષય આ વિષયથી તદ્દન નિરાળો છે આ ઠેકાણે તો કહેવાનું તાત્પર્ય એજ છે કે પત્નીવ્રતનો દરજ્જો જનમંડળમાં ગૌણ ગણાવાથી પણ કન્યાવિક્રયને ઘણુંજ મજબૂત ઉત્તેજન મળી ગયું છે. બ્રાહ્મણજાતિમા ધનાઢ્યો ઘણા ઓછા દેખાય છે અને તેથી તે જાતિમા આવા બનાવો જો કે બને છે ખરા, પરન્તુ વૈશ્ય તથા બીજી ધનાઢ્ય કોમો કે જે પોતાને ક્ષત્રિયમાંથી ઉતરી

આવેલી કહે છે તેમા આવા બનાવો સાધારણ થઇ પડયા છે. હુ અત્યારે કાંઇ પણ તોળીને બોલવાનુ અભિમાન રાખતો હોઉં તો મ્હારે કબુલ કરવું જોઇએ કે આધેડ વયે ઘરભંગ થયેલાને કેટલેક વખતે ઘણીજ મ્હોટી મુશ્કેલી આવી પડે છે. ચાલીસથી પચાસ વર્ષનો પુરૂષ ઘરભંગ થાય અને તેના ઘરમા બે, ત્રણ કે તેથી પણ વધારે નહાનાં નહાના બાલકો હોય, તેણે પછી શુ કરવું ? આ એક મુખ્ય સવાલ થઇ પડે છે. ધારો કે પોતે કદાચ અભ્યાસ તથા વૈરાગ્ય વડે કામવાસના ઉપર કાબુ મેળવી શકે, પરન્તુ એવે સમયે બાળકોને ઉછેરીને મ્હોટા શી રીતે કરવા ? આવી આફતમા આવી પડેલા અનેક કુટુમ્બો મ્હારા જોવામાં આવ્યા છે અને તેથી મને તેનું દુખ જોઇને ત્રાસ છુટયો છે કેટલાક ઘરભંગ થયેલાઓ તો પૈસાની તંગીને લીધે પરણી શકતા નથી, કારણ પોતાની દીકરીને, કાઇ પણ લાભ વગર એવાને આપી ઉંડા ખાડામા કોણ ઉતારે ? આથી એવા લોકોનો ગૃહસ્થાશ્રમ સાર તદન કથળી જાય છે અને બાળકોનુ જીવિત ધાસ્તીમાં આવી પડતુ હોય એમ દેખાય છે, તોપણ પરમકૃપાળુ પરમેશ્વરે એવા ઘરના બાળકોને પણ અદ્ભુત રીતે મ્હોટા કરેલા છે એટલુંજ નહિ, પરન્તુ એ પ્રમાણે મ્હોટા થયેલામાથી કેટલાકોએ સારી નામના પણ મેળવેલી છે.

ધનાઢયો જો ઘરભગ થાય તો તેને તેની કશી પરવા રહેતી નથી તેને તો મોં માગ્યા દામ આપવાથી મનગમતી કન્યા મળી જાય છે, તો જો કે કુટુમ્બના બાળકોનો તો આથી ઘણેભાગે બારકુટોજ વળે છે, કારણ નવી મા થોડીજ આગલા ઘરના બાળકોની દરકાર કરે છે ! કેટલીક તો તેમનુ કોઇ પણ યુકિતથી કાસળ કહાડવાજ તૈયાર રહે છે અને એમાથી અનેક કુટુમ્બોમા અત્યંત કલેશના બીજો રોપાયાં છે અને રોપાય છે કે જેનુ પરિણામ ભાગ્યેજ કોઈ સ્થળે અનિષ્ટ આવ્યુ નહિ હોય !

જે જાતિમા પુનર્લગ્નનો ચાલ છે તે જાતિ બહુભાગે ફરી પરણવાની અતિ માથાકૂટવાળી ખટપટમાથી બચી જાય છે; તેમાના બહુ ભાગે વિધવાની જોડે ઘર માડી બેસે છે, પરન્તુ ત્યા વળી બીજી આફતોને જન્મ મળે છે આમ દરેક સમાજમા સર્વ પ્રકારની અનુકૂળતા ઇચ્છવી એ કુદરતના નિયમથી ઉલટુ છે, કારણ કુદર-

તના પેટામા પણ શાન્તિની જોડે અશાન્તિ રહેલી છે. તે પણ જ્યારે કોપ કરે છે ત્યારે કશી બાકી રાખતી નથી. આ ઉદાહરણને આધારે કહીએ તો પ્રત્યેક વ્યકિતમાં સારાની જોડે માઠુ અને માઠાની જોડે સારૂ તો ભળેલુંજ છે; તોપણ જ્યા સારા કરતાં વધારે માઠું હોય તો ત્યાં સુધારો કરવો અવશ્યનો છે. અ ગનો જે ભાગ સડતો હોય તે ભાગને સડતો અટકાવવાનો ઉપાય ન કરીએ અગર તેમ ન બને તો કપાવી ન નાંખીએ તો તે ભાગ વધારે સડે છે. સમાજ પણ એક અંગજ છે તેને નીરોગી રાખવું એ સમાજના દરેક સભાસદનું કામ છે. જેને આપણે વર્ણ, વર્ગ, જ્ઞાતિ કે ન્યાત કહીએ છીએ તે સમાજજ છે અને દરેક ન્યાતીલો ન્યાતનો સભાસદ છે ન્યાતના ઉન્નતિક્રમને પુષ્ટ કરવા માટે શિષ્ટ પુરૂષોએ જે નિયમો ઘડ્યા હોય તે નિયમો પ્રમાણેજ ન્યાતના દરેક ન્યાતીલાએ વર્તવું જોઇએ અને જ્યારે તેમા કોઇ ન્યાતીલો ઉલટે માર્ગે ચાલે તો ન્યાતે તેને યોગ્ય શાસન કરવુંજ જોઇએ જે લોકો કન્યાવિક્રય કરે છે તે લોકો પોતાની ન્યાતને પૂરેપૂરી એબ લગાડે છે અને જે લોકો તેવા કામને ઉત્તેજન આપે છે તે લોકોને માટે કાળાં મેઢા અગર તો સફેદ બગલાની ઉપમા ઠરાવીએ તો તે કાંઇ ખોટી નથી. કન્યાવિક્રય કરનારાઓ તથા તેઓને ઉત્તેજન આપનારાઓ પોતાના તરફની એક એવી દલીલ રજુ કરે છે કે તમે અમને ધિક્કારો તો ભલે ધિક્કારો, પરન્તુ અમે, ન્યાતમાં જે કન્યાને માટે ઉમેદવાર હોય છે તેની ઉમેદ, અમારો પૈસો મેળવવાનો લોભ તૃપ્ત કરી પૂરી કરીએ છીએ અને એવી રીતે અમે તો ઉલટી ન્યાતની સગવડ સાચવીએ છીએ. ટુકામા એ લોકોની કહેવાની મતલબ એવી છે કે અમે ઉછેરીને મ્હોટી કરેલી અમારી કન્યા, જેને કન્યાની ગરજ છે તેને આપીએ છીએ અને અમને જે પૈસાની ગરજ છે તે અમે તેની પાસેથી અમારી કન્યાના બદલા તરીકે પૂરી પાડીએ છીએ.

આ બિના હું કોઇ પણ કલ્પનાને આધારે કહેતો નથી. કેટલાક કન્યાવિક્રય કરનારાઓની જોડે મ્હારી એ સંબંધે વાતચીત થયેલી હતી અને તેમાંના એક બે આસામીઓએ મને આવો ઉત્તર નિડરતાથી આપેલો હતો. હું તેઓની આવી માન્યતા જોઇને આશ્ચર્ય પામ્યો અને મનમા સમજી ગયો કે એ લોકોએ પોતાનો

આ એક ધધોજ માન્યો છે જેમ ઘોડાને વેચનારો ઘોડાને વેચી તેનું દામ લે છે, જેમ બલદ, ગાય કે ભેંસ વેચનારો તેને વેચી તેની કિંમત મેળવે છે તેમ આ કન્યાવિક્રય કરનારાઓ પોતાની કન્યાને વેચી તેનું દામ લે છે આ તો દેખીતીજ વાત છે કે કોઇ પણ વખતે કોઈ પણ વસ્તુની વધારે કે ઓછી કિમત આવે એનો આધાર તે વસ્તુના બજારભાવ ઉપર રહેલો છે જે ન્યાતમા કન્યાની છત હોય છે તે ન્યાતમા કન્યાના ભાવ, જે ન્યાતમા કન્યાની અછત હોય છે તે ન્યાતના કરતાં ઓછા રહે છે વળી પરણનારો જો મ્હોટી ઉમરનો હોય તથા પૈસાવાળો હોય તો કન્યાના માવતરને પૈસા પેદા કરવાનો લાગ સારો મળી જાય છે. આવા ઉમરે પહોચેલા પરણનારાઓ ઘણે દરજજે પોતાનુ ઘર તરત ઉપાડી લે એટલા માટે મ્હોટી ઉમરની કન્યાને વધારે પસદ કરે છે અને તેથી જેની યોગ્ય ઉમરની કન્યા હોય અને વળી તે જરા નમણી હોય તો તેનુ આવે વખતે વધારે સરલતાથી કામ પાર પડી જાય છે કેટલાક લોકો થોડા વખતને માટે આ પ્રકારના વ્યાપાર વડે પૈસાદાર બની જાય છે. જેને એક રૂપીઆનું મ્હોડુ જોવુ મુશ્કેલ પડે છે તેને આવુ કસાઇથી પણ હલકુ કામ કરી ચાર, પાચ કે સાત હજારની અગર તો તેથી પણ વધારે રૂપીઆની રકમ ઘણી સહેલાઇથી મળી શકે છે. આ લોકો જો કે ન્યાત જાતમા ભાગ લેતા શરમાય છે ખરા, તોપણ પોતાના મનથી પોતે પોતાને ભાગ્યશાળી ગણે છે તે એવું સમજે છે કે, આપણને હવે કોની ઓશિયાળ છે, આપણી પાસે પૈસા છે એટલે જે લોકો આપણી નિંદા કરે છે તેઓ જખ મારે છે! વણિક જાતિ તથા બ્રાહ્મણાદિ ઈતર જાતિમા આવા ઘણા લોકો છે કે જે આવુ મહા-પાપનુ કામ કરતા બિલકુલ પાછળ હઠતાજ નથી. જે લોકો કન્યાવિક્રયને ધિક્કારે છે તે લોકોને પણ આવી રીતે શાહુકાર બનીને બેઠેલા નરપિશાચો શિખામણના રૂપમાં ઉશ્કેરે છે અને પોતાની પંકિતમા તેઓ પણ તરત કેમ ભળે તેની પેરવી કરે છે જે લોકો દુષ્ટ કામ કરે છે તેઓ પોતા જેવા બીજાને કરવા માટે મથન કરે એ દુનિયાંનો સ્વાભાવિક નિયમ છે, કેમકે પોતાની જાતિમાં પોતા જેવુ કામ કરનારા વધારે સખ્યામા થાય તો પછી એક બીજાને એક બીજા માટે બોલવાનું પ્રયોજન રહે નહિ. મને ખબર છે કે

એક ઉચ્ચ જાતેમા ભોગજોગે કુસંગને લીધે એક માણસ પ્રથમ ભાંગ પીવા લાગ્યો અને છેવટ આ બુરી ટેવને લીધે ગંજેડી થયો. આ માણસ પછી પોતાની ન્યાતના તથા પારકી ન્યાતના ઘણા ખાનદાન કુટુમ્બના છોકરાઓને પોતા જેવા બનાવવા શકિતવાન થયો હતો અને તેની એક નામાવળી (ટીપ) અમુક કામને અંગે બહાર આવવા પામી હતી જનસમૂહ તો આ નામો સાભળીને બસ ચકિતજ થઇ ગયો! જેમ કેટલાક ચેપી દરદો એકજ વખતે ઘણા માણસોને પોતાના સપાટામા લે છે તેવુંજ આ પ્રકરણ છે કન્યાવિક્રય કરનારાઓને પણ આવીજ પંકિતમા મૂકી શકાય જેવી રીતે એક વટલી ગયેલો બીજાને વટલાવવાની તજવીજ કરે છે તેવી રીતનોજ કન્યાવિક્રય કરનારાઓનો પણ પ્રયત્ન સમજવો કુળમાં જો એક કલંકિત પેદા થાય તો તે બીજાને પણ જરૂર કલંકિત બનાવે. ન્યાતમા પ્રથમ કન્યાવિક્રય કરનારો એકજ પેદા થયેલો હોવો જોઇએ અને પછી તેણે બીજાને તેવુ કામ કરવામા પ્રેરણા કરેલી હોવી જોઇએ કદાચ ક્યાક તેવુ ન બન્યુ હોય તો પછી તેનુ અનુકરણ કરવામા બીજા લોકો સામેલ થયેલા હોવા જોઇએ અધુના જે કેટલીક ઉચ્ચ કોમમા કન્યાવિક્રયની અભિવૃદ્ધિ થઇ છે તે શરૂઆતમા આવી ચલવલનેજ આભારી છે.

પ્રથમ તો એક આ વાત વિચારવા જેવી છે કે, માબાપ અગર વાલીઓ દીકરીની જાતને એવી તે કેવીક ન્યાલ કરી દે છે કે, તેઓ તેણીના તરફનો આવડો મ્હોટો બદલો મેળવવાની ઇચ્છા રાખે છે? આવા લોભી માબાપોની લોભજાલમા સપડાયલી પુત્રી પોતાના પિતા પ્રત્યે આ નીચેની કવિતાદ્વારા જે ઉદ્ગારો કહાડે છે અને તેમા જે પોતાનો અનુભવસિદ્ધ અવલથી તે આખર સુધીના ઇતિહાસનો આબેહુબ ચિતાર આપે છે તે ગમે તેવા કઠણ હૃદયવાળા માણસને પિગલાવવા માટે પણ બસ છે.

## વેચાયલી પુત્રીના પિતા પ્રત્યેના ઉદ્ગાર.

### લાવણી.

[ ગોરી ચલી સાસરે, ફેરભિ કબૂ આના—એ રાહ ]

ઓ બાપ ! હવે તું બાપજ મ્હારો શાનો?
હુ તને માનતી હતી બધાથી દાનો '

તે મ્હારૂં સત્યાનાશ, અરેરે! વાળ્યુ!
તે ત્હારી મતલબ કાજ, બ્હોતરૂ બાળ્યુ!
હુ તું જેવાને ભુવન, હાય! જન્મી કા?
જન્મી તો જોવા દુ:ખ, આમ જીવી કા?
મે તારા ઘરનુ નહિ બહુ ખાધુ પીધું,
તેં કયા કાળનુ વેર, બાપ! આ લીધું?
મુજ વર્ષ દોઢ તો ગયુ, માત ધાવણુમા!
હું હતીજ કયારે ભારે તારા ઋણુમા?
શુ થયુ તને નુકશાન કહેની હુથી,
બે અઢી વર્ષ મેં ગાળ્યા ભાણુા ચુથી!
મેં વર્ષ ચાર તો આ રીતેજ વિતાડયા!
બાકીના ઘરનુ કરી, વૈતરૂ કહાડયા!
હું ન્હાના ન્હાના કામ, પ્રથમ કરતી'તી,
માથે ગટકૂડા ધરી, પાણી ભરતી'તી!
ત્રણુ ચાર વર્ષ તો છાણુ, મેળવી છાણુા,
થાપી કીધાં તૈયાર, ગાઉં શા ગાણુા?
પ્રતિવર્ષે ઘાઘરી બેજ, કુંચલી પણુ બે;
બે કમખી સાદી માત્ર, મને આપી તે!
તુજ ઘેર ટૂકડા ટાઢા, હું ખાતી'તી;
કજીઓ ફતવો કરતા પણુ, બહુ બ્હીતી'તી!
હું ત્હારા ઘરમા જેમ, મ્હોટી થાતી ગઇ,
બેઠાડુ મ્હારી માત, તેમ થાતી ગઇ!
જ્યમ ગળી જાય છે ગૂડા, ગાડું દેખી,
મુજ માની ચલગત એવી, મે તો પેખી!
મ્હારાથી ચાકર પેટભરો, પણુ સારો!
એને પણુ આવે ઘડી બેસવા વારો!
હું ગમે તેમ તો બાળકડી કહેવાઉ!
મુજ ગજુ કેટલુ? કયાક ચૂકી પણુ જાઉ!
મુજ વાક જરા જો જાણી જાય જનેતા,
વાગે તો મ્હારા બાર, લજાઉં કહેતા!
દે કોળી વાઘરી કરતા ગાળો નરતી;
અથવા તો મારી માર, ધ્રુજાવે ધરતી!

મુજ માત તણી ફરિયાદ, બાપ તુજ પાસે;
કયમ થાય કહે મુજ થકી? હૃદય પણ ત્રાસે!
વળી એ કરતાં તું નથી, વધારે રૂડો;
મેં તારા જેવો કોઇ, ન દીઠો કૂડો!
હજી દયા રાખતી હતી, જરા જણનારી!
પણ બાપલિયા! તેં મને જીવતી મારી!
તેં મને બતાવી અનેકને લલચાવ્યા!
તેં લઇ પોળીઆ પેટીમા પધરાવ્યા!
તેં બા બા કહી મુજ ઠીક, કાટલું કાઢયું!
તેં તારી મેળે નાક હાય! તુજ વાઢયું!
તેં પૈસા માટે શીદ, ઉઠાવ્યો વધરો?
તેં ગોતી કહાડયો આવો કયાંથી ઢગરો?
તું ખોટો કર મા ખેદ, ઢોંગ છોડી દે;
તું અગ્નિ કે જલ સાથ, મને જોડી દે!
આમેં પણ હિન્દુકોમ, પુત્રીને પાણો;
માને તેથી તું લાલચમાં લોભાણો!
છે ધન્ય છાતી તુજ અને ધન્ય તુજ હિંમત!
તુજને અબળાના હૃદય તણી શી કિંમત!
મુજ માતાના છે દોષ અલ્પ તુજ આગળ;
તેં તો મ્હારૂં બસ કહાડી નાખ્યુ કાસળ!
દર વર્ષ રૂપીઆ ત્રીશ હશે મે ખાધા!
એમાં પણ ઉઠતા હતા વખત પર વાંધા!
દશ વર્ષ લગી તેં ત્રણસો ધાર કે દીધા;
તે બદલે પાંચહજાર દુષ્ટ તેં લીધા!
મન ન્હોતું માનતું વિક્રયમા મુજ માનું,
તેં એનું ફેરવ્યુ ફંદ રચીને પાનું?
જો કે હું ઘરનુ કામ બધું કરતી'તી;
નહિ ખમાય એવો ઠપકો સાંભળતી'તી!
તે છતાં ઉરે મુજ ગુન્હો કહે શું પેઠો?
તું આમ દૈત્યનું રૂપ, લઇ કાં બેઠો?
ઓ તાત! રૂપૈયા કહિ નહિ એ રહેશે!
તું યાદ રાખજે દંડ દૈવડો દેશે!

જે ચક્રવૃદ્ધિનું વ્યાજ, હશે ખાનારો;
તું તે કરતાં પણ સોળગણો ગોઝારો !
વય તારૂં વર્ષ અઢાર, તણું કદિ હોય !
તુજને પરણાવે ડોશી સાઠની કોય !
ઓ બાપ ! તને એ કેવું વસમું લાગે !
હું જાણું એમ જરૂર, મ્હોત તું માગે !
કાં જવાબ દેતો નથી, ભેંસના ભાઇ !
કયમ મ્હોડુ તારૂં ગયું સાવ શીવાઇ !
તુજ સમા દેશમા, જન્મ્યા જ્યારથી પાપી;
દુર્દશા ત્યારથી વણિક વિપ્રઘર-વ્યાપી !
હું હવે સાસરે ફરી કદિ નહિ જાઉં !
પ્રભુ સોગન તારી પાસ આજ હું ખાઉં !
હું શુકલતીર્થમાં જઇશ, ભભૂતી ચોળી !
હું કાંધે વળગાડીશ, ભેખની ઝોળી !
હું રામનામની લઇશ, હાથમા માળા,
હું ગાઇશ ગોવિન્દગાન હમેશ રસાળા !
તેં દુષ્ટ પિતા ! આ લોક, બગાડયો મારો,
પરલોક તણો લઇ લઉં, હવે સધિયારો,
હું બેઉ પક્ષને લવ નહિ એબ લગાડું,
હું તુજ પેઠે ભૂ, સ્વર્ગ, નહિજ બગાડુ
નથિ પ્રણામ કરવા યોગ્ય, તોય કરૂ છુ !
હુ નથી દીકરી તારી, દેવી હુ છુ !
જા, શાપ નથી હુ તુજને, મુખથી દેતી;
ત્યમ કઠણ શબ્દ પણ તુજને નથી કહેતી
મુજ વાકય આટલું સુણી સુખેથી જાઓ,
તુજ સમા પુત્રીના પિતા કદી ના થાઓ.
મુજ માને મ્હારૂ પગેલાગણું કહેજો;
સુતશ્યામ તણો આ સંદેશો જઇ દેજો.

દીકરીને પરણાવતી વખતે શુભ દિવસ તથા શુભ ચોઘડિયું નકકી કરાવવાનો આપણામાં રીવાજ છે. આ રીવાજ પરણનાર જોડું સુખી

તથા આનંદમાં રહે એટલા વાસ્તે ઉદ્ભવેલો છે. હવે વિચાર કરો કે જે કન્યાવિક્રય કરનારા છે અને જેઓ પૈસાના લોભને લીધે પોતાની દીકરીનું કાંઇ પણ હિત જોતા નથી તેઓ કદાચ આ પ્રમાણે શુભ દિવસ કે શુભ ચોઘડિયું નક્કી કરવાની માથાકુટમાં પડે તો શું? અને ન પડે તોય શું? એ તો તેમણે જ્યારથી જમાઇનુ ઘર ખાલી કર્યું ત્યારથી ચોઘડિયું જોવાઇજ ગયું!

રાવણ જ્યારે સીતાજીનું હરણ કરી તથા તેણીને અશોકવનમાં રાખી પોતાના મહેલમાં આવ્યો અને તેને જ્યારે તેની રાણી મંદોદરીએ અત્યાનંદમાં ઝુલતો દીઠો ત્યારે તેણીએ તેને પૂછ્યું કે, પ્રાણનાથ! આજ આવું શું પરાક્રમ કરી આવ્યા છો? કોઇ દહાડો જે આનંદ તમારા મુખ ઉપર મેં આગળ અનુભવ્યો નથી તેવો હાલ જોવામાં આવે છે! રાવણ પુલકિત વદને એકદમ કહેવા લાગ્યો કે, પ્રિયા! તું આજના મ્હારા આનંદનું બરાબર માપ કરી શકી છે. આજનું મ્હારૂં પરાક્રમ આગલા મ્હારા બધા પરાક્રમને વિસરાવે તેવુ છે. મેં મ્હારો છેલ્લો મનોરથ આજે સિદ્ધ કર્યો છે અને તેથી મ્હારે માટે હવે મ્હારા જીવતની અંદરનું કોઇ પણ કામ બાકી રહેતું નથી. મંદોદરી વિચારમાં પડી કે, એવું તે મ્હારા પતિનું શું કામ હશે કે કોઇ દિવસ નહિ ને આજ એ આટલે દરજ્જે ફૂલ મારવા મંડી પડયા છે! ફરી મંદોદરી વિનયભાવથી કહેવા લાગી કે શું આપનો આ છેલ્લો મનોરથ? ત્યારે તો આપે આપની આ દાસીને તેવા મનોરથથી તરતજ જાણીતી કરવી જોઇએ. કહો પ્રાણનાથ! મને હવે સત્વર કહો; હુ તે સાંભળવા ઘણી આતુર છું. રાવણ અભિમાનથી બોલ્યો, રાણી! અયોધ્યાના પતિ રામચંદ્રજીની પત્ની સીતાનું આજ હુ હરણ કરીને આવ્યો છું. એને મેળવવાની ઘણા વખતની મ્હારા મનમાં ઉત્કટ ઇચ્છા હતી અને તે આજ મેં પૂર્ણ કીધી છે. મંદોદરી પોતાના પતિનું પરાક્રમ સમજી ગઇ અને તેનુ પરિણામ પોતાના અંતઃકરણ રૂપ આદર્શમાં જોઇ પણ વળી! તો પણ વિશેષ જાણવા માટે ભારે મહોડુ રાખી બોલી કે, પ્રાણનાથ! એ તો આપે ઘણું મ્હોટું પરાક્રમ કીધું; પણ મને કહેશો કે તમે તેણીનું હરણ કેવી રીતે કરી શક્યા? રાવણ બોલ્યો કે, રાણી! આ કાર્યને માટે મ્હારે કપટકળાનો ઉપયોગ કરવો પડયો છે. હું યોગી બન્યો અને મ્હારા મામા મારિચને

માયાવી મૃગ થવામાટે મેં કહ્યું. પ્રથમ મારિચે ના પાડી પણ પછી મ્હારા ભયને લીધે તેણે તેમ કરવા કબુલ કીધું. સીતા પણ ગમે તેવી તો સ્ત્રીજ હતી. તેણીને સુવર્ણમૃગ જોઇ તેના ચર્મની કાંચળી શિવડાવવાનો મોહ થયો. કહે છે કે રામે તેણીના મનનું સમાધાન કરવા ઘણો પ્રયત્ન કર્યો; પણ સ્ત્રીહઠ આગળ તે લાચાર બન્યા અને તેથી પેલા માયાવી મૃગને મારવા માટે તે બહાર નીકળ્યા. હવે પંચવટીમાં સીતા અને તેણીનો દિયર લક્ષ્મણ એ બેજ હતા. રામે મૃગને વિંધી નાંખ્યો અને મ્હારા શિખવ્યા પ્રમાણે મારિચે મરતી વખતે લક્ષ્મણનો ઉચ્ચાર કર્યો આ પોકાર સીતાએ સાંભળ્યો તેથી તેણી એમ સમજી કે મ્હારા પતિ ખરેખર કોઇ સંકટમાં છે; નહિતર લક્ષ્મણનુ નામ આવા જ ગલમાં બીજો કોણ લે! આથી સીતાએ લક્ષ્મણને, રામને સંકટમાથી છોડાવવા માટેની આજ્ઞા આપી, પરન્તુ લક્ષ્મણે તેણીને એકલી મૂકી ત્યા જવાની ના કહી. છેવટ સીતાએ લક્ષ્મણને કેટલાક અસહ્ય વચનો સંભળાવ્યા અને તેથી ન છૂટકે તેને જવુ પડ્યુ લક્ષ્મણે ત્યાં એક લીંટી દોરી અને સીતાને કહ્યું કે, આ લીંટી બહાર તમારે પગ મૂકવો નહિ. લક્ષ્મણનું જેવુ બહાર જવુ થયું કે હું મઢુલી પાસે જઇ પહોંચ્યો અને ભિક્ષામાટે લીંટીની બહાર ઉભો રહ્યો. ગૃહસ્થનો ધર્મ છે કે અતિથિને આશાભ ગ કરવો નહિ. સીતા આ કારણને લીધે મને ભિક્ષા આપવા આવી અને મેં તેણીને યુક્તિ વડે ત્યાથી ઉચકી લીધી હાલ મે તેણીને અશોક-વનમાં ત્રિજટા રાક્ષસીની દેખરેખ તળે રાખી છે પોતાના પતિના મુખની આ તમામ હકિકત સાંભળી મ દોદરી નિડરતાથી આ પ્રમાણે બોલી. શું પ્રાણનાથ! એક સીતા જેવી અબળાને હરિ લાવવા માટે આપે આ પ્રકારનો માર્ગ ગ્રહણ કીધો? પહેલો શકુન મંદ કિયો કે યોગિયનકો ભેખ લિયો? શું બાવા બન્યા? સ્વામી! મને ક્ષમા કરજો, આપને હુ ચોખ્ખું કહુ છુ કે આપનું આ પરાક્રમ નહિ, પણ અતિ દુષ્ટમાં પણ દુષ્ટ કર્મ છે. આપ લંકા જેવી મહાન્ નગરીના રાજા છો, આપનું પરાક્રમ જગજાહેર છે, આપ મહાદેવ જેવાને પણ તપોબળે વશ કરી શક્યા છો, આપે એ ઉપાયે ચૌદ ચોકડીનું રાજ્ય મેળવ્યું, આપને ત્યાં સુખ સમૃદ્ધિનો પણ પાર નથી, આપના કુટુમ્બીઓ તથા મિત્રો પણ

મહા બળવાન છે, આપના ભુવનમા અનેક મનોહર સ્ત્રીઓ છે; છતાં પણ આપને તૃપ્તિ થઈ નહિ અને આપ શ્રીરામચન્દ્રજીની પત્ની સીતાજીનું હરણ કરી આવ્યા અને તેય પણ તે અબળાના પતિ રામચન્દ્રજી તથા દિયર લક્ષ્મણજીની ગેરહાજરીમાં બાવાનો વેષ લઇને! શુ આપે ભગવાં ધારણ કર્યાં! નાથ! આ બધું શું સૂચવે છે? હું તો એમ જાણું છુ કે, આજથી આપણી માઠી દશા બેઠી! પરસ્ત્રીને કપટકળા વડે લઇ આવવી અને તે પણ રામચન્દ્રજી જેવા પવિત્ર પુરૂષની સતી સ્ત્રીને! એ દેખીતુંજ આપણે માટે અશુભ ચિન્હ છે સ્વામી! હજી મ્હારૂં માનો તો એ સીતાજીને રામચન્દ્રજીને પગે લાગી તથા તેની આગળ તમારા અપરાધની માફી માગી પાછી દઇ આવો, નહિતર યાદ રાખજો કે થોડા દહાડામા પરિણામ વિપરીત આવશે. આપણામાં એક કહેવત છે કે, 'ગરીબનુ કહેવું ભિખારી કદિ માનતો નથી!' મંદોદરી ગમે તેવી તો અબળા એટલે ગરીબજ ગણાય અને રાવણ જેવો રાજા સીતાજીનું હરણ કરવા માટે ભિક્ષુક બન્યો એટલે મંદોદરી જેવી ગરીબનુ કહેવું એ ભિખારી કેવી રીતે માને? વૈરાગ્યથી નહિ, પરન્તુ કાઇ અકાર્ય સાધવા માટે એક રાજા અગર તો ગૃહસ્થ ભિક્ષુકનો વેષ ધારણ કરે એ તેની મહત્તા નહિ, પણ નિર્બળતાજ સમજવી રાવણ સરખો ગર્વિષ્ટ રાજા ભિક્ષુક બન્યો તેમા તેની નિર્બળતા તથા દુઃખદાયક દશાના લક્ષણોનો એનીમેળેજ સમાવેશ થઇ જાય છે.

જે માણસ પોતાની પ્યારી પુત્રીને વેચવા તૈયાર થયો તેને પછી શુભ દિવસ કે શુભ ચોઘડિયું નકકી કરવા અથવા તો કરાવવાનો અધિકાર પ્રાપ્ત થઇ શકતો નથી; કારણ કન્યાનો વેચનાર કન્યાના હિતનો ભોગ આપ્યા વગર તો પોતાનો ઇચ્છિત લાભ મેળવી શકતોજ નથી.

(ચિંતા મુકી બાપુ ચડો,—એ રાહ)

પૂછે જોશીને ચોઘડિયું શાને નામનું રે
શાને નામનુ રે (૨) પૂછે;—
જમાઇના ઘર કેરૂં નાણું,
ભરી કોથળી ઘરમાં આણ્યું;

આખડિયું આ દીકરીનું કે દામનું રે; પૂછે;—
ઘરમાં સૌ લાડકડી કહેશે,
પણ જ્યાં નાથ નિરખવા બેસે;
મુખ ભાળે ત્યાં સાઠ વરસના શ્યામનું રે, પૂછે;—
શ્યામ વાળ બાળાને શીરે,
ધણીને ધોળા સર્વ શરીરે;
વજન વધારે કસાઇથી આ કામનું રે; પૂછે;—
સહિયર આવી વચન સુણાવે,
કહી મર્મમાં અતિ અકળાવે;
સખી મળ્યું આ જોડું તે કયા ગામનું રે? પૂછે;—

આપણામાં વિશ્વાસઘાતી મહાપાપી ગણાય છે. કન્યાવિક્રય કરનારો પોનાની પુત્રી પ્રત્યે એક જાતનો દગો રમે છે જે પુત્રી પોતાના માબાપ તરફથી પોતાના કલ્યાણની આશા રાખે છે તેજ પુત્રી પોતાના માબાપ તરફથી પોતાનું અકલ્યાણ થયેલુ અનુભવે છે એ માબાપનો પોતાની પુત્રી પ્રત્યે કેવો વિશ્વાસઘાત થયેલો કહેવાય ? કન્યા-વિક્રય કરનારનુ આ કૃત્ય રાક્ષસના કૃત્યથી પણ એક પગલું આગળ વધે છે. રાવણને છેવટ બાવા બનવાની સ્થિતિમા આવવાનું હતું તેથીજ તેને બાવા બનવાનુ સુજ્યું; પરન્તુ આ કન્યાવિક્રય કરનારા તો બીજાને બાવા બનાવી પોતેજ સધન થવાની ઇચ્છા રાખે છે ! અને એ ઇચ્છારૂપી યજ્ઞકુંડમા પોતાની પ્યારી પુત્રીનું બળીદાન આપે છે; પરન્તુ એવા દુષ્ટો એટલુ પણ નથી સમજતા કે પાપથી પેદા કરેલું ધન ઝાઝો વખત નિભતુ નથી એ તો જે રસ્તેથી આવ્યું હોય છે તેજ રસ્તેથી ચાલ્યુ જાય છે, અગર કદાચ રહે છે તો તેના ભોક્તા બીજાજ બને છે. કેટલાક કન્યાવિક્રય કરનારાઓ પોતાના બચાવમાં ‘અંગારા વરસે ત્યારે છોરૂ આડા દેવા,’ એ કહેવતનો આધાર લઇ બેસે છે તેઓ આથી આપણને એમ સમજાવવા માગે છે કે અમારા ઉપર જ્યારે આફત આવે ત્યારે શું કરીએ ? આ વખતે અમે અમારા છોરૂ (દીકરી)ને આડી ન મૂકીએ તો કોને મૂકીએ ? કન્યાવિક્રય કરનારાઓની આ સમજ તો સોનામહોર જેવી છે ! જાણે કેમ કોઇ શાસ્ત્રના સિદ્ધાન્ત રૂપ કે વેદના મંત્રરૂપ આ કહેવત હોય ? એ લોકોને માથે આફત આવી તેમાં ગરીબ ગાય જેવી બાપડી દીકરી ગુન્હેગાર થઇ ગઇ ! સુતારનું મનજ બાવળિયામાં હોય એટલે પછી કહેવા જેવું પણ શું

રહ્યું ? કિલનું વલણજ એવું છે કે તે જેવું હાય તેવા તેને દાખલા મળે. કન્યા વેચવા નિકળેલાને આવા બંધબેસ્તે દાખલા બીજે ક્યાંથી મળી આવે ? કન્યાવિક્રયનો ધંધો કરનારા કેટલે દરજ્જે નિર્દય છે તેનો પણ અત્રે એકાદ દાખલો આપવો અવશ્યનો છે આપણા દેશની એક એવી રૂઢી છે કે કદાચ ન છુટકે દીકરાને કુંવારો રાખવામાં આવે તો ચાલે; પરન્તુ કન્યાને કહિ પણ કુંવારી રાખી શકાય નહિ. યૂરોપ તથા અમેરિકામાં તો અનેક સ્ત્રી પુરૂષો કુંવારી જીંદગી ગાળવાનું પસંદ કરે છે. ફ્રાન્સમાં તો એટલે સુધી વાત વધી પડી છે કે સ્ત્રી પુરૂષો કુંવારા ન રહે તેને માટે ત્યાંના સત્તાવાળાઓ કોઈ પણ જાતનો મજબૂત અંકુશ મૂકવાની તૈયારીમાં છે અને એમ પણ સાંભળ્યું છે કે તે વિષેની કેટલીક કાયદાની કલમો અમલમાં પણ મેલાઇ ચૂકી છે. અહીં તો જે લોકોને કન્યાનો દોકડો ખપતો નથી અને જે લોકો પોતાની શક્તિને અનુસરી થોડું ઘણું પણ કન્યાને આપવાની ઇચ્છા રાખનારા છે તેઓ પણ પોતાની કન્યાને કુંવારી તો શું રાખે; પરન્તુ વધારે મ્હોટી પણ કરી શકતા નથી; તો પછી કન્યાવિક્રય કરનારાઓ કે જેમની ઇચ્છા કન્યાના વેચાણમાંથી પૈસો પેદા કરવાની છે તેઓ તેણીને કુંવારી કેમજ રાખી શકે ? એટલે કન્યાને કુંવારી રાખવાનો સવાલ આથી ઉડીજ જાય છે; કારણ ખુદ શાસ્ત્રકારો કન્યા કુંવારી રહે તેને માટે બિલકુલ વિરૂદ્ધ છે. હવે ત્યારે સવાલ એટલોજ રહ્યો કે કન્યાને પરણાવવી તો ખરીજ; પરન્તુ ક્યાં અને કેવે પ્રકારે તેણીને પરણાવવી ? કન્યાવિક્રય કરનારાઓ કન્યાને પરણાવતા નથી પણ વેચે છે. શાસ્ત્રકારો ભલે તેને આસુર વિવાહ કે ગમે તે વિવાહનું નામ આપે, પરન્તુ કન્યા વેચાઈ એટલે પછી ત્યાં વિવાહનુ નામજ આપવું વ્યાજબી નથી; કારણ કન્યાના વેચાણથી કન્યાદાનનો લોપ થાય છે. ખરેખરો વિવાહ તો એજ ગણાય કે જેમાં કન્યાના હિતનો પૂરેપૂરો વિચાર કરવામાં આવે, પરન્તુ જ્યાં કન્યાને બદલે પોતાના હિતનો વિચાર થાય ત્યાં પછી વિવાહનું નામજ ક્યાં રહે છે? કન્યાવિક્રય કરનારાઓ કયા સુધી પોતાનો સ્વાર્થ તાકે છે તે જુઓ ! એક કન્યાવિક્રય કરનારે પોતાની કન્યાના છસો રૂપીઆ માગ્યા. સામાવાળાએ તેને એમ કહ્યુ કે તું છસો રૂપીઆને બદલે ચારસો લે અને અમે સ્ત્રીધન તરીકે જે સાતસોનો દાગીનો કરનાર છીએ તેમાં છસોમાંથી જે બસો વધ્યા તેને

બદલે ત્રણસોની રકમનો વધારે દાગીનો કરાવી દઇએ એટલે કુલે રૂપીઆ એક હજારનો દાગીનો થાય આ કન્યાવિક્રય કરનારને ખબર ન હતી કે આ લોકો સાતસોના દાગીના કરનાર છે તેના મનમા તો એમજ હતુ કે ત્રણસો અગર તો ચારસોના દાગીના કરશે આથી તે વધારે લલચાયો અને સામાવાળાને કહેવા લાગ્યો કે તમે દાગીના ગમે તેટલાનો કરો, તેની મને પરવા નથી તમે તમારી આબરૂને કરશો ચ્હાય સોને મઢાવો અને ચ્હાય એમજ રહેવા દો, પરન્તુ જ્યારે તમે હજારનો દાગીનો કરનાર છો ત્યારે હવે હુ રૂપીઆ છસો નહિ લઉ પણ હજાર લઇશ! પછી દાગીના તમે ચારસોના કરો કે ત્રણસોનો કરો, તે વિષેની હુ તકરાર કરનાર નથી, અગર જો મ્હારા કહેવાનો તમને ભરૂસો આવતો ન હોય તો ભલે હુ લખી આપુ! સામાવાળામા એક માણસ કાઇક સુધરેલા વિચારનો હતો તેણે પોતાના કુટુમ્બીઓને કહ્યુ કે, આવા દૈત્યની દીકરી આપણા કુળમા લેવીજ નહિ, કારણ આ દુષ્ટની જોડે સબધ કરવાથી તમે ઠરશો નહિ આથી જે ચોકઠુ ઘડવામા આવ્યુ હતુ તે ભાગી નાખવામા આવ્યુ આપણા લોકોમા એવુ બોલાય છે કે, ઉકરડીને વધતા શી વાર! વાત પણ ખરી છે આ કુદરતના નિયમને અનુસરી છોકરીનુ કાઠુ એકદમ વધી ગયુ અને તેણી બૈરી જેવી દેખાવા લાગી પેલો ચાડાલ તેણીને બહાર જવા દે નહિ અને કદાચ તેની તેને જરૂર જણાય તો તે તેણીની જોડે કુટુમ્બની બીજી એકાદ બૈરી અગર છોકરીને મોકલે આવો મામલો ઘણા કન્યાવિક્રય કરવાની ઇચ્છા રાખનારના ઘરમા જોવામા આવે છે એવા નીચ કર્મ કરનારાની નિર્દોષ પુત્રી પણ ન્યાત જાતમા અને છેવટ ગામના લોકોમા આગળીચીધ થાય છે અને તે બાપડી પછી બ્હાર પગ મૂકતા પણ શરમાય છે આ બાઇનુ છેવટ પરિણામ શુ આવ્યુ તે સાભળો તે મ્હોટી થઇ એટલે તેણીના માવતરને તેણીની વધુ રકમ લેવાની લાલચ થઇ આવી આખરે એ ગરીબડીના દુષ્ટ માવતરે તેણીના રૂપીઆ બે હજાર લઇ તેણીને એક બાસઠ વર્ષના બુઢ્ઢાની જોડે પરણાવી ખરૂ પૂછાવો તો મડાની જોડે મીઢોળ બાધ્યો! એમ કહેવાય છે કે આ બૂઢ્ઢો ત્યાર પછી માત્ર દોઢજ વર્ષ જીવવા પામ્યો હતો. વધારે આશ્ચર્યકારક તો એ છે કે ઉપલા બનાવ જેવો બનાવ જયારે કન્યાવિક્રય કરનારના સબધમા બને છે ત્યારે તે એક આવી

## કન્યાવિક્રયથી ઉત્પન્ન થયેલો કરૂણારસિક ભવાડો!!!



બાળ પત્નીની જોડે વૃદ્ધ પતિનો પ્રથમ મેળાપ!!!
અરે તમે કોણ છો? આ શું કરો છો?

હલીલ વચ્ચે લાવે છે કે એ તો બાઇના નશીબ ! ક્યાં બધા બૂઢ્ઢાઓ એવી રીતે મરી જાય છે ! ઘણા બૂઢ્ઢાઓ આ પ્રમાણે પરણીને પોતાનું ગૃહસૂત્ર જારી રાખવા ભાગ્યશાળી થયા છે અને થાય છે. આમાં વિચારવા જેવી વાત તો આ છે કે આમ દીવો લઇને કૂવામાં ઉતરનારા આ લોકો જ્યારે કાંઇ પણ માઠો બનાવ બને છે ત્યારે પોતાનો ઉઘાડો વાંક હોવા છતાં પોતે પોતાનો જરા પણ વાંક કહાડતા નથી; પરન્તુ ઉલટો પોતાની ગરીબ ગાય જેવી દીકરીના કર્મનો વાંક કહાડે છે !

કેટલાક વાણીઆઓના ઘરમા વીશ વીશ કે બાવીશ બાવીશ વર્ષની ઉંમરની છોકરીઓ (કે બાઇડીયો?)ને મેં મારી નજરે કુંવારી જોઇ છે આ ચાંડાલો વધુ પૈસાની લાલચે તેણીઓને આવડી મ્હોટી કરે છે. ગુજરાતના વયે પહોંચેલાં ધનવાનો બહુવાર આમ તરત ઘર ઉપાડી લે એવી કન્યાઓને મેળવવા માટે કાઠિયાવાડમા ઉતરી પડે છે અને એવા લોકોને માટે કન્યાના વેપારીઓ આવી રીતે પોતાની કન્યાને મ્હોટી કરે છે.

આ શિવાયનું એક બીજું રહસ્ય પણ જાણવા જેવું છે. જે બૂઢ્ઢમજી પોતાનુ ફરી ઘર માંડવા તૈયાર થાય છે તે બૂઢ્ઢમજી ધારો કે આવરદા બળે જીવે; તો પણ તે નહિ જીવવા સરખોજ હોય છે. પંચાવન કે સાઠ વર્ષ પછી શરીરના બધા અવયવો શિથિલ પડવાના સંજોગમાં આવી પડે છે. આ ઉમરના લોકો લગભગ મરણને કાંઠે બેઠેલા હોય છે તેમના શરીર ઉપર કરચલીઓ પ્રત્યક્ષ જણાય છે, તેમની આંખોનુ તેજ ઘટી ગયલુ હોય છે અને દાંતે પણ વિદાયગીરી માગવા માંડેલી હોય છે. તેમના કાળા કેશે સફેદી ધારણ કરેલી હોય છે અને તેથી તેની જોડે પરણેલી યુવતિનો તો મુકાબલો થઇ શકેજ નહિ અને મેળ આવેજ નહિ. એક કવિ કહે છે કેઃ—

> બૂઢ્ઢા પરણે બાળકી, બાળક બેસે રાજ,
> ભાર ઉપાડે બલદિયો, એ ત્રણ પરને કાજ.

આ વાત અક્ષરશઃ ખરી છે ઘણી બૂઢ્ઢાને પરણેલી બૈરીઓ સ્વચ્છંદી બની જાય છે અને પછી તેણીઓને તેણીનો બૂઢ્ઢો ધણી પોતાનો સર્વ પ્રકારનો વરૂવો વેષ હોવાથી કશું કહી શકતો નથી. આથી અનેક કુટુમ્બો કલંકિત થયાં છે અને છેવટ પાયમાલીના વોહમાં ઘસડાઇ ગયાં છે. આ તો એક કુદરતનો નિયમ છે કે જયા છાજતું કરવામાં

આવે છે ત્યાં કોઇ પણ તરેહની હરકત ઉભી થતી નથી, પરન્તુ જ્યા અછાજતુ કરવામા આવે છે ત્યા અનેક જાતની અડચણો ઉભી થાય છે

ધારો કે, એક બાર વર્ષની બાળકડીનો પનારો સાઠ વર્ષનાની જોડે પાડવામા આવ્યો હવે આ બાળકડી જ્યારે પુરજોબનમા આવે ત્યારે પેલો સાઠ વર્ષનો બૂઢ્ઢો લગભગ એંશીને આંકડે ચડે આ બેનો યોગજ સૃષ્ટિક્રમથી વિરૂદ્ધનો છે ક્યા આ જોબનવતીનો વિનોદ અને ક્યા પેલા બૂઢ્ઢાનો પ્રલાપ' આ બન્નેના વાર્તાલાપમા આનંદનો ભાગજ ક્યા રહે છે! આવા એકજ નહિ, પરન્તુ અનેક બનાવો બને છે કે જે જોનારને અત્યંત ખેદ ઉપજાવે છે આવા એક બનાવની એક આ ગઝલ સાભળો—

## ગઝલ

સુતાનુ નામ દીવાળી, પરન્તુ ભડકી હોળી!
બિચારી બારનીને સાઠનાની સાથી ડોળી'
વજન એ બાપડીનુ, આશરે મણ એક હતુ,
રૂપૈયા ચાર મણુ તેના લઇને કીધુ મત્તુ!
કહેવો બાપ આને અથવા શુ કહેવો કસાઇ!
અમે તો એથી વધતી જોઇ આમા બેવફાઈ!
કસાઈઓ તો કરે છે, રક્ષણ નિજના બાલકોનુ,
રિબાવી આ તો મારે, કામ આમા કર કોનુ?
મડાને જ્યારે ખુદ મિઠોળા મા ને બાપ બાધે,
સુતાના હિતનો ત્યારે યોગ બીજા કોણ સાધે/
લઇને દીકરીના પૈસા, દે જે હાથ મૂછે!
પરન્તુ ન્યાતીલાનુ પંચ તેને કાંઈ ન પૂછે!
પરોણા હરખો આવ્યો તો કહે આવો ભાઇ! હરખા!
બિચારો હરખો આપે ઉત્તર આપણ બેય સરખા'
વદે છે શ્યામ સુત દુર્લભ, પુરૂષો જ્યા છે આવા
કહો ત્યા કયમ ન ચાલે' દુર્જનોના કાવાદાવા!

ધિક્કાર છે આવા કન્યાવિક્રય કરનારાઓને ' ધિક્કાર છે આવી રીતે પોતાના મનનુ સમાધાન કરનારાઓને!! ધૂળ પડો એવાઓના મુખપર કે જેઓ પોતાની વહાલામા વહાલી અને પોતાના અંગમાથીજ ઉત્પન્ન થયલી પુત્રીને પોતાનું ઓઝરૂ ભરવા આમ દુખના દરીઆમા

ફેંકી દે છે, ધકેલી મૂકે છે!!! જેઓ નિષ્કલંક જીદગી ગુજારી ગયલા હોય છે, તેઓના વશમા આવા કાળમુખા પેદાજ થયા નહિ હોત તો ઘણુ સારૂ હતુ સૂકો રોટલો ખાઇ કે બે પૈસાના ચણા કુરમરા ફાકી દહાડા કહાડવા સારા, પરન્તુ પોતાની દીકરીના પૈસા લઇ તેણીના ઉપર તાગડધિન્ના કરવા એના જેવુ આ પૃથ્વીની પીઠ પર ભૂડું કામ બીજુ એક પણ નથી!! ઓહ નરકના અધિકારીઓ! ધનના લોભીઓ!! દીકરીના રૂધિરનુ પાન કરનારા ગીધડાઓ!!! મ્હારા આ શબ્દો સાભળો તમે ખરેખર તમારા પવિત્ર માબાપોના પવિત્ર નામને એબ લગાડનારાજ ઉત્પન્ન થયા! તમે તમારી માતાના ગર્ભમાથી ગળી કેમ નહિ પડયા? જુઓ! જુઓ! તમારા આવા કલકિત કામને લીધે સ્વર્ગમા ગયેલા તમારા બાપદાદા પાછા નરકમા પડવાની તૈયારીમા છે!! ઓ આળસુઓ! ઉદ્યોગના શત્રુઓ! એકલપેટાઓ!! તમે કોણ છો? શુ માણસ છો? ના, ના તમે પશુ તથા પક્ષીઓ કરતા પણ ખરાબ છો! તમે સિહ, વરૂ, વાઘ, સર્પ તથા વિંછુથી પણ તુચ્છ છો! તમે કસાઈ અગર તો જેને તમે ખાટકી કહો છો તે કરતા પણ વધારે ઘાતકી છો!! તમે તમારી દીકરીને વેચો છો અને તેના પૈસા વડે તમારૂં ગુજરાન ચલાવો છો!! તમે દીકરીને વેચી તેના પૈસા વડે તમારા ભાઇ, ભત્રીજા કે દીકરાને પરણાવો છો! અરે એટલુંજ નહિ, પરન્તુ ઓ કન્યાવિક્રયમા પહેલ કરનારા પુત્રીના પિતાઓ! તમે તમારી પુત્રી વેચી તેના પૈસા વડે, તમે રંડાયલા હો તો તમે પોતેજ પરણો છો!!' તમે દીકરીના મો માગ્યા દામ લો છો અને તે ઉપરાત તેનુ પલ્લુ પણ ખાઇ જાઓ છો!!! હર હર! શિવ! શિવ! આ તમે શુ કરો છો? તમે માણસના રૂપમા રાક્ષસજ છો! તમે દૈત્ય છો, પિશાચ છો, ખવીસ છો, પ્રેત છો અગર તો એ કરતા પણ જો આ જગતમા કોઇ બીજો વધારે ક્રૂર વર્ગ હોય તો તેના જેવા છો!!! તમે તમારા સ્વાર્થને માટે તમારી પુત્રીને વયે પહોચેલો ધણી મેળવી આપો છો અને તેને વહેલા રડાપા મળે એવુ જાણે કેમ ઇચ્છતા હો એવુ વર્તન રાખો છો!' આવા તમારા દુષ્ટ કામથી ઘણી જુવાન બાઇઓ રડાઇને બેઠી છે અને તે તમામ મળીને પોતાની આખોમાથી ઉન્હા આસુઆ પાડી તમને અન્તઃકરણના ખેદ સાથે શાપ આપે છે!' અરેરે! તેણીઓ તમને શુ કહે છે? તેણીઓ

એમ કહે છે કે અમારૂં આ પ્રમાણે ભૂડું કરનારા અમારા માબાપો રૌરવ નરકમા પડજો! એમના ઘરમા એક રાતી પાઇ પણુ રહેશો નહિ!! એ રવડી રવડીને મરજો અને એના શરીરના રોમેરોમમા કીડા પડજો!!!

શુ વણિકો દીકરી વેચવાનો ધધો કરે? જે વણિકોની દયા સર્વ પ્રાણીઓ પ્રત્યે એક સરખી ગણાતી હતી તેજ વણિકો પોતાનીજ દીકરીને વેચે? જેની લાખો બલકે કરોડોની લેવડદેવડ કરનારી પેઢીઓ હતી તેમનાજ વંશજો, શું પોતાની પુત્રીને વેચી તેણીના પૈસા લે? શું આકાશના દેવો અદૃષ્ય થઇ ગયા? કે શુ પૃથ્વી પાતાળમા પેશી ગઈ' શુ પુણ્યનો અંબાર સઘળો ખલાસ થયો અને તેને ઠેકાણે પાપનો ફિભળી આવ્યો! શું ઋષિમુનિયોની વાણી નષ્ટ થઇ કે શું કોઇ અનિવાર્ય પાતક લાગ્યુ? અફસોસ! અફસોસ!!

## સવૈયા એકત્રીશા

જે વૈશ્યોના ગૃહસ્થાશ્રમથી, શોભીતો છે આ સસાર,
જે વૈશ્યોના ઉદ્યમબળથી, ચાલે છે સઘળો વ્યવહાર,
શાહ અગર તો પાદશાહના નામે જે વ્યકિત ઓળખાય,
તે વ્યકિતના હાય! વશજો, હવે દ્રવ્ય પુત્રીનુ ખાય!
જે વૈશ્યોની ધીરધારથી, ચાલે અન્ય તણો ઉદ્યોગ,
જે વૈશ્યોના દયા, દાનથી, મળે વિપ્રને ઉત્તમ યોગ,
જે વૈશ્યો નિજ ધર્મ કર્મથી, સર્વ સ્થળે ઉજ્જવલ દેખાય;
તે વૈશ્યોના વશજ કરથી, હાય! હવે કન્યા વેચાય'
વસવાયા પણુ જે વૈશ્યોના, આશ્રયથી ચલવે ગુજરાન,
ચાર વર્ણમા 'ચતુર' તાજુ શુભ, મળી ગયુ છે જેને માન;
જે વૈશ્યોની સ્નેહ દૃષ્ટિથી, અબળ સબળ સર્વ પોસાય;
તે વૈશ્યોના હાય! વશજો, આજ સુતાના ધનનુ ખાય!
હોય આશરાગત તેનુ જે, બધાવી આપે ઘરબાર,
શરણે આવેલાને દે જે, ધીરજ, હિંમત વારવાર,
ગમે તેમ આફત આવે પણ, ભીખ માગવા જે નહિ જાય;
તેવા ટેકીલાના વશજ, દામ દીકરી કેરા ખાય'
દેશ અગર પરદેશ તણો નવ, વણિક વગર ચાલે વ્યાપાર,
વણિક વગર નહિ થાય કોઇથી, કાર્યભાર નૃપનો શ્રીકાર,

વણિક વગરનુ ગામ હોય જે, તેહ ગામમા નહીં ગણાય;
આવા વૈશ્ય તણા સન્તાનો, હાય ! પુત્રીના પૈસા ખાય !
મુંગા જાનવરોની વ્હારે, જે વૈશ્યો વેગે ધસનાર,
પારેવા જેવા પક્ષીને, જે વૈશ્યો છે ચણ દેનાર !
જે વૈશ્યોથી દુઃખ પરાયુ, અલ્પ સમય પણ નહિ જોવાય,
તેના વંશજના કર હરહર ! કન્યાને પૈસે ખરડાય !

માલિની.

હરહર ! શિવ ! આ તે, કેટલુ નીચ કર્મ !
નયન થકિ ન દીઠો, કોઇ આવો અધર્મ !
હૃદય સ્થિર રહે ના, ધૈર્ય તો જાય ખૂટી,
સરલ સુખ સુતાનુ, લે પિતા માત લૂટી !
અરર ! રૂધિર જે છે, પુત્રીનુ પી જનારા ;
જરૂર નરકગામી, દુષ્ટ તે તો થનારા,
પશુ થકિ હલકા આ, વૈશ્યના શા વિચારો ?
થરર ! થરર ! કંપુ, જોઇ આવા પ્રકારો !

એમ કહેવાય છે કે વેચાયલી કન્યાના લગ્નમા તૈયાર કરાવવામા આવતું પકવાન્ન માસ બરાબર છે તેને માટે એક એવી કથા છે કે, મોહનપુર નામના એક શહેરમા મલુકચંદ કરીને એક પવિત્ર ધનાઢ્ય વણિક ગૃહસ્થ રહેતો હતો આ ગૃહસ્થના વ્યાપારમા ઉંચા પ્રકારની શાહુવટ તથા સાચવટને લીધે સારી પ્રતિષ્ઠા જામી હતી શહેરના રાજા તથા તેમના દરબારીઓ શીખે તેમને માન આપતા હતા અને તેમની સલાહ પ્રસંગોપાત્ત ગુંચવાડામા આવી પડેલી પ્રત્યેક વ્યકિતને કામની થઈ પડતી હતી. દયા, મિત્રતા, શકિત સમ દાન તથા મિષ્ટ વાણી એ શાસ્ત્રકારોએ વખાણેલા ગુણો એમનામા ખાસ હતા અને તેથી નહાનાથી તે મ્હોટા સુધીના તમામ લોકો તેમને ચાહતા હતા કેટલેક ઠેકાણે આ શેઠ મલુકચંદ સવારના પહોરના નામ તરીકેજ ઓળખાતા હતા. આ ગૃહસ્થને માટે વધારે સંતોષ પામવા જેવુ તો એ હતું કે જેવા એ પોતે લાયક હતા તેવીજ રીતે તેમના હેમકુંવર નામના પત્ની હતાં એ પણ પોતાનામાં રહેલા ઉત્તમ ગુણોને લીધે સ્ત્રીવર્ગમા અત્યંત માનીતા થઈ પડયા હતા. સૃષ્ટિનો સામાન્ય નિયમ

એવો છે કે કોઈની પણ સર્વ પ્રકારની ઇચ્છાઓ પાર પડતી નથી દરેકને કંઈને કોઈ પણ ખામી તો હોય છેજ શેઠ મલુકચંદ ધન, યશ તથા સુશીલ પત્નીને લીધે જોકે સુખી હતા, તોપણ દૈવકૃપા વગર નહિ પુરાય એવી એક ખોટથી તેઓ મુક્ત ન હતા આ ખોટ સન્તાનની હતી શેઠ મલુકચંદને પરણ્યાને લગભગ પંદર વર્ષ થઇ ગયા હતા, પરન્તુ અદ્યાપિ તે પોતાની પત્નીનો સીમંતનો સમય જોવા પામ્યા હતા નહિ પુરૂષ કરતા સ્ત્રીજાતિને આ વાતની વિશેષ ચિન્તા રહે છે અને તેથી હેમકુવરનું ચિત્ત બહુવાર દિલગીરીના સમુદ્રમા ડુબી જતુ ! તો જોકે શેઠ મલુકચંદ પોતાની પત્નીને કર્મની ગતિનો ગૂઢાર્થ સમજાવતા તથા તદુપરાત તેણીને વિવિધ પ્રકારે રાજી રાખવાના ઉપાયો યોજતા પરન્તુ સમય પરત્વે તેને તમા નિષ્ફળતા મળતી

એક દિવસ શેઠ મલુકચંદે પોતાની વર્ષગાઠ હોવાથી સ્નેહી સબધીઓને જમવાનુ કહ્યુ હતુ પુરૂષો તે જમીને પોતપોતાના કામ પર ક્યારના ચાલતા થયા હતા અને બૈરાઓ પાટલે બેસવાની તૈયારી કરતા હતા એટલામા એક ફકીર ભૂખના દુખનો પોકાર મારતો ત્યાથી નીકળ્યો હેમકુવર સર્વ વાતમા સમયસૂચક તથા ચતુર હતી, પરન્તુ વહેમીલી બહુ હતી કોઈ મારે આગણે આશાભંગ ન થાય તેને માટે તેણી ઘણી સચેત રહેતી અને તેથી પેલા ફકીરને હવે જમાડીનેજ જમવું એવો તેણીએ નિશ્ચય કર્યો આમે પણ જે બૈરાને બાળકો નથી થતા તે ઘણે ભાગે શકાશીળ, દયાવતી તથા ભીરૂ હોય છે આ કાઇ નિંદવા લાયક દોષો નથી; તો પણ એવા સ્વભાવથી કોઈ વખત શુભ પરિણામ બદલઇને શોચમય બની જાય છે હેમકુવર ડગલે ને પગલે પોતાનો કોઈ અપરાધ ન થઇ જાય તેને માટે સતત સાવધ રહેતી હતી બહાર જતી ત્યારે શકુન જોતી અને જો કાઇ પણ વહેમ ભરેલો દેખાવ તેણીની નજરે આવતો તો તેણી આગળ પગલુ નહિ ભરતા પાછીજ વળતી બાળકનુ મ્હોડુ પોતે વહેલુ જુએ તેને માટે વચ્ચે તો તેણી દોરા ધાગાની પચાતમા પડી હતી, પણ હવે તેણીની એ ટેવ અમુક સબબને લીધે જતી રહી હતી તેણીના અંતઃકરણમા કોઇના પણ બાળકને જોઈ સ્નેહ ઉભરાઇ આવતો હતો ઘણાં બાળક વગરના બૈરાઓ આવી આદતને આધીન હોય છે હેમકુવરે પેલા ફકીરને

પોતાના ફળીયામા બેસાડી જમાડયો. ફકીર જમ્યા પછી જતી વખતે દુવા દેવા લાગ્યો કે, "તેરા ખુદા ભલા કરેગા ઔર માલીકકી મહેર-બાનીસે તેરા દિલમે જો ચાહના હોગી સો બર આયગી, મેં તેરેકો આખીર યહ કહતા હુ કિ જબ તેરી ચાહના બર આવૈ તબ મ્હેરા અલીપીરકો દશ શેર મિટી પહુચા દેની" આટલુ કહી તે એકદમ ચાલતો થયો. હેમકુવર આ તેના છેલ્લા શબ્દો સાંભળી અતિશય ખિન્ન થઇ કારણ તેણીને આ વાત બિલકુલ રૂચી નહિ. તે વિચાર કરવા લાગી કે, જે થયુ તે થયુ, પણ એ ફકીર મને આ શુ કહી ગયો! એના કહેવાથી જો મને બાળક અવતરે તો શુ મ્હારે આ કામ કરવું! એ મ્હારાથી કેમ થાય! ઇત્યાદિ અનેક તર્કવિતર્કનો સાથે તેણીએ અન્ય બૈરાઓની પાસે આવીને થયલા વિલંબને માટે માફી માગી અને પછી તેણી સર્વને સારી રીતે જમાડીને પોતે જમી. ખરેખર, આ જગત્‌ના નિયંતાની ગતિ ગહન છે મ્હારે અત્યારે કહેવુ જોઇએ કે, થોડા દહાડા ગયા પછી આ હેમકુંવર તો ગર્ભવતી થઇ! પોતાને પણ એ વાતની ખબર પડી આથી તેણીના પતિના આનંદનો પણ પાર રહ્યો નહિ. પૂરા માસે પુત્ર અવતર્યો અને આપણા આ શેઠ મલુકચંદને ઘેર પારણુ બંધાયુ! કુદરતે બાળકો ઉપર અનેક દરદોના હુમલા રાખેલા છે અને ભાગ્યેજ કોઇ બચ્ચુ અવારનવાર પોતાની ન્હાની ઉમ્મરે રોગગ્રસ્ત થતુ નહિ હોય. આને પણ એ નિયમે એક વ્યાધી મટે કે બીજો થાય એવુ બનવા લાગ્યુ. આથી હેમકુંવરના મનમા પેલો ફકીર જે છેવટના વચનો કહી ગયો હતો તેનો વિચાર ઉદ્ભવ્યો. તેણીને બીક લાગવા માંડી કે જે બાળકરત્ન માંડમાંડ આપડયું છે તે જો ફકીરનુ વચન પૂરૂ નહિ કરૂ તો જરૂર ખોવાઇ જશે, પણ પોતે વણિક જાતિની અને તેમા પણ ધર્મપરાયણ હતી એટલે તેણીને આવુ ફકીરનું વચન પાળવાનો ખ્યાલ પણ કેમ આવે? તેનું નામ સરખુ લેવું અગર તેનો મનનો અંદર સંકલ્પ કરવો એ પણ તેણીને માટે વિષમ હતું. આથી તેણી તેની ચિન્તામા ને ચિન્તામા દિન પ્રતિ દિન વધારે ન વધારે દુર્બળ થતી ચાલી. એક દિવસ તેણીને તેણીના પતિએ પૂછ્યુ કે આમ થવાનુ કારણ શુ છે? હવે તો ત્હારે આનંદમા રહેવુ જોઇએ, કારણ આપણુંને પરમેશ્વરે પુત્રરત્ન આપેલ છે. હેમકુવર પ્રથમ તો ઉત્તર આપતા અચકાઇ, પણ બનેલા બનાવની

પોતાના પતિને પ્રથમથીજ લેશમાત્ર ખબર નથી અને હવે તે બિના ગુપ્ત રાખવામા ફાયદો પણ નથી એમ ધારી ન છૂટકેજ પેલી ફકીરવાળી બધી હકીકત તેણીએ પોતાના પતિની આગળ માડીને કહી મલુકચંદ રહસ્ય સમજી ગયો, કારણ તે વગ્રે અનુભવી તથા શાણો હતો તથા પોતાની પત્નીને ધીરજ આપી અને સત્સંગ કરવાની પ્રથમથીજ ટેવ હતી. ગામમા જે કોઇ ધર્મગુરૂનો નિવાસ હોય તેમની પાસે તેઓ સપ્રેમ જતા અને બોધ સાભળતા. આ વખતે આ શહેરમાં પ્રખ્યાત દયાચૈતન્ય નામના યોગનિષ્ઠ મુનિ પધાર્યા હતા. તેમની સમીપ એકાન્તમા બેસી શેઠે પોતાના આ ધર્મસંકટની સઘળી વાર્તા કહી બતાવી મહાત્મા દયાચૈતન્ય નામ પ્રમાણેજ ગુણ ધરાવતા હતા. તેઓ બોલ્યા કે ફિકર રાખશો નહિ એનો ઉપાય હું તમને હમણાંજ કહુ છું તે તમે સાંભળો. હવે પછી તમારે આટલી તજવીજ કરવાની છે. જેને ત્યાં કન્યા પરણાવવાની હોય અને તે પરણતી કન્યાના દામ લેવામા આવ્યા હોય તેને ત્યા જાન જમાડવા માટે જે પકવાન્ન તૈયાર કરાવવામાં આવે તેમાંથી પૈસા આપીને તમારે દશ શેર મીઠાઇ વેચાતી મંગાવી લેવી અને તે મીઠાઇ પીરને ધરવી આથી ફકીરના કથનનો હેતુ યથાર્થ જળવાશે અને તમારા મનનો ખટખટો મટી જશે, કારણ કન્યાવિક્રય કરનારાઓના ઘરની વેચેલી કન્યાના લગ્ન નિમિત્ત કરવામા આવેલી મીઠાઇ માંસની બરાબર છે. આ ખુલાસાથી શેઠ મલુકચંદ અત્યત સતોષ પામ્યા અને મહારાજને નમન કરી તરતજ સહર્ષ ઘેર ગયા અને પોતાની પત્નીને કહેવા લાગ્યા કે, મહારાજશ્રીએ મ્હારા મનનુ આ પ્રમાણે જે સમાધાન કર્યું છે તે મને અક્ષરશઃ ખરૂં લાગે છે, માટે ત્હારે અને મ્હારે એવો જ્યા બનાવ બને તેની ખબર રાખવી હેમકુવર આ વાત સાભળી એકદમ બોલી ઉઠી. ઓહો ! એમા તે શું ! એવા બનાવો તો આજકાલ સાધારણ છે આ આવતા માસમાજ ફલાણો પોતાની દીકરીને પરણાવનાર છે તેણે પોતાની દીકરીના સગપણ વખતે પુષ્કળ પૈસા લીધા છે અને હજી પણ તેણીને પરણાવતી વખતે તે બાજી બાકીની રકમ લેવાનો છે મલુકચદ પણ આ વાત જાણતો હતો તેથી તે બોલ્યો. ઠીક યોગ આવ્યો છે. આપણે તેને ત્યાથી જાનૈયાને જમાડવા માટે જે મીઠાઇ તૈયાર કરી હશે તેમાંથી દશ શેર મીઠાઇ કોઇ પણ રીતે પૈસા આપી મંગાવી લઇશુ. થોડા

વખત વીત્યા પછી પેલાને ત્યાં લગ્નનુ નકકી થયું અને મલુકચંદે મહારાજના કહેવા પ્રમાણે જાનૈયાને જમાડવા માટે જે મીઠાઇ પેલા કન્યાવિક્રય કરનારે તૈયાર કરાવી હતી તેમાંથી દશ શેર મીઠાઇ પૈસા મોકલી યુક્તિથી મંગાવી લીધી અને તે પેલા ફકીરની સમક્ષ અલી પીરની જગ્યામાં પહોચાડવામા આવી. મીઠાઇ ઉપર ઢાંકેલો રૂમાલ ઉપાડી જયા ફકીરે જોયુ ત્યા માસજ માલુમ પડયું ! હેમકુવરનો આથી વહેમ મટી ગયો અને બાલક પણ જેમ જેમ મહોટું થતું ગયું તેમ તેમ આરોગ્યનુ સુખ ભોગવવા લાગ્યું તેથી તેણી વધારે નિર્ભય થઈ અને પછી આનદમાં દહાડા પસાર કરવા લાગી.

સર્વ શાસ્ત્રકારો, શુદ્ધ અંતઃકરણ અને અનુભવ આપણને કહે છે કે આ સમગ્ર જીવોમાં આ મનુષ્ય જન્મ ઉત્તમ છે અને તેમાં પણ સ્ત્રી અને પુરૂષ વર્ગમા પુરૂષ વર્ગ શ્રેષ્ઠ છે અને તેમા પણ બ્રાહ્મણ, વાણીઆનો અવતાર અતિ શ્રેષ્ઠ છે. આવા એક ઉત્તમ અવતારને આવું અધમ કામ કરી જે પાપમય બનાવે એના જેવી મનુષ્યની મૂર્ખતા બીજી શી હોઇ શકે અગર કહેવાય?

સવૈયા.

કન્યાવિક્રય કહેર કરે છે, ચેત! ચેત! એ હિંદુસ્તાન!
માત પિતાનું કયી ગુફામા, ગયુ હેત એ હિંદુસ્તાન!
અમે આર્ય આચાર વિચારે, નહિ અમ સમ કો હિંદુસ્તાન!
એમ કહે પણ પાપપંકમા, મારે કુદકો હિંદુસ્તાન!
આ તે તારી પ્રજા તણુ છે, કેવુ વર્તન? હિંદુસ્તાન!
સ્વાર્થ છરી કર ગ્રહી સુતાનુ, કાપે ગર્દન હિંદુસ્તાન!
ધર્મ ગયો કે સત્ય ગયું વા, દયા ગઈ એ હિંદુસ્તાન!
ક્યા કારણે પશુથી વૃત્તિ, નીચ થઇ એ હિંદુસ્તાન!
પશુ પણ પોતાના બચ્ચાની, પરવા રાખે હિંદુસ્તાન!
પણ ધનલોભી તનુજા કંઠે, ફાંસો નાખે હિંદુસ્તાન!
દ્રવ્ય દઇને વસ્તુ લેવી, તે તો ક્રય છે હિંદુસ્તાન!
દ્રવ્ય લઇને વસ્તુ દેવી, તે વિક્રય છે હિંદુસ્તાન!
કન્યાને વસ્તુ સમજી જે, વેચે નર એ હિંદુસ્તાન!
તે પામર નર નર નહિ પણ છે, ખરેજ ખર એ હિંદુ૦
જે દુઃખમા વ્હારે ચઢનારા, તે સુખ લૂંટે હિંદુ૦
તેવાનું સુખ દૈવ કહો પછી, કેમ ન ઝૂંટે? હિંદુ૦

અમૃતનો પ્યાલો પાનારો, ઝેર પાય જો હિંદુ૦
આ ભવમાં પેલા ભવમાં કયમ, સુખી થાય તો હિંદુ૦
કરી કજોડાં ભરતભૂપનો, બાગ બગાડે હિંદુ૦
શાન્ત સ્થિતિના ઘરમાં પેશી, આગ લગાડે હિંદુ૦
ફૂલ હોય ત્યા કાંટા વેરે, કઠોરતા શી? હિંદુ૦
અસહ્ય જુલમ આ જોઇ તુ કયમ, જાય ન ત્રાસી? હિંદુ૦
ફરક ગણે નહિ કાગ હંસમા, મતલબ માટે હિંદુ૦
વર કન્યાના ફરે દલાલો, વાટે ઘાટે હિંદુ૦
ધનને અર્થે સારૂ નરસુ, જુએ ન અંધા હિંદુ૦
નહિ કરવાના કરવા માંડયા, કેવા ધંધા! હિંદુ૦
નગર-બાગની કોયલડીને, વનમા ફેંકે હિંદુ૦
ચાર દિવસનુ ચટકુ જાણી, ચાલે લ્હેકે હિંદુ૦
મીઠા જલની માછલડી જયા, મૂકાય દરીએ હિંદુ૦
ઇચ્છા-વરના તત્ત્વ તણી ત્યા, વાત શુ કરીએ? હિંદુ૦
સાચી મુક્તા-માળ ખરીદે, ધન દઈ વનચર હિંદુ૦
ખરા ઝવેરી રહે રખડતા, એ શુ હર 'હર' હિંદુ૦
વરને બદલે જરની જોડે, લગ્ન કરે શુ હિંદુ૦
અલંકાર કે વગ, કુળ માટે. મોહી મરે શુ હિંદુ૦
ઘટતુ છોડીને અણઘટતુ, કરવા માડયુ હિંદુ૦
સ્વાર્થ જેટલુ સ્વીકારીને, સાચું છાડયુ હિંદુ૦
જોવા જોઇએ, વય, વિદ્યા, બળ, નહિ જુએ તે હિંદુ૦
પાછળથી પુત્રીદુઃખ દેખી, હાય! રૂએ છે હિંદુ૦
એ આંસુના ટીપા તુ ગણ, લોહી બરાબર હિંદુ૦
દુઃખના ઝાડો એથી ઉગ્યા, તારી ધરાપર હિંદુ૦
અણગમતી વસ્તુને ગમતી, બલાત્કારે હિંદુ૦
કરવા બેસે પણ નહિ તેનો, ભેદ વિચારે હિંદુ૦
અબોલનું તો ઘટેજ કરવુ, વિશેષ સારૂ હિંદુ૦
એ સૂત્રને છોડી દઇને, કરે નઠારૂં હિંદુ૦
જે જન નિજ સન્તાનો કેરૂ, કરે ન મંગલ હિંદુ૦
તે બીજાનુ શુ કરવાના, ભલુ એક પલ હિંદુ૦
અમે દુઃખી ને અમે દરીદ્રી, એમ વદે મુખ હિંદુ૦
પાપકર્મ પણ તજે ન મનથી, થાય કેમ સુખ હિંદુ૦

બંટી વાવી ઘઉંની આશા, કેમ રાખીએ હિંદુ૦
જેવી કૃતિ ફળ તેવું જગમાં, જરૂર ચાખીએ હિંદુ૦
નથી અન્યાયી, પક્ષપાતી નથી, જગનો સ્વામી હિંદુ૦
જલમાં, સ્થલમા, રમી રહ્યો છે, અંતર્યામી હિંદુ૦
સકલ સૃષ્ટિના દૃષ્ટાથી તું, શુ સંતાડે હિંદુ૦
બગાડવા બીજાનું જાતાં, તારૂં બગાડે હિંદુ૦
લોક-વાયકાના કરતા તુ, વધુ પ્રભુ ભય ધર હિંદુ૦
ફરી નિહાળીશ તો તુ દૃગથી, તુજ દિન સુખકર હિંદુ૦
જે નર ખર પુત્રીના ધનથી, મઝા ઉડાવે હિંદુ૦
તે લૂચ્ચો પછી કેમ ન પરનો, માલ પચાવે હિંદુ૦
મરદ મૂછાળો બળદ પૂછાળો, શું પદ દઇએ? હિંદુ૦
ચોળી, ચૂડી પહેરનાર શું એને કહીએ? હિંદુ૦
એના કરતા રાડીકુડી, ઘણીજ સારી હિંદુ૦
પૂણી રેંટીએ પેટ પોતિકું, હા! ભરનારી હિંદુ૦
કન્યા વરને યોગ્ય થાય ત્યાં, વરજિ મસાણે હિંદુ૦
જઇ પ્હોચે એ ભેદ જુલમનો, કોઇક જાણે હિંદુ૦
જાણી જોઇ વિધવાઓને હાય! વધારે હિંદુ૦
બાલકની હત્યાને લીધે, નિજ સુખ હારે હિંદુ૦
કેર કહુ કન્યાવિક્રયનો, કેવી રીતે હિંદુ૦
કેર ઘણો ને શબ્દો થોડા, ચડે ન ચિત્તે હિંદુ૦

કન્યાવિક્રયના મહાપાપને લીધે મનુષ્યોની સ્થિતિ ઘણી ખરાબ થતી ચાલી છે આપણા કાઠિયાવાડ દેશની આગલી અને હમણાંની હાલત વચ્ચેની સરખામણી કરી જુઓ જયારે કાઠિયાવાડમાં હાલ છે તેટલો કન્યાવિક્રય નહોતો ત્યારે તેની સ્થિતિ ઘણી સારી હતી. ગુજરાતમા કાઠિયાવાડ જેટલો કન્યાવિક્રય નથી એમ કહેવાય છે અને જયા છે ત્યાં ઘણો છે ગુજરાતમા કન્યાને બદલે વરવિક્રય વધારે છે અને એથી પણ સ્થિતિ અતિશય દયાજનક થઇ પડી છે. આ વિષય પ્રસ્તુત વિષયથી જૂદો છે એટલે તે વિષે હું વધુ બોલવા માગતો નથી આ વરવિક્રયના ચાલથી પણ અનેક અનર્થોને જન્મ મળે છે અને એવી રીતે કહેવાતા કુળવાનોને ત્યાં દેવાયલી કન્યા ભાગ્યેજ સુખી થાય છે. હું સહકુટુમ્બ ગુજરાતના પાયતખ્ત તરીકે ગણાતા અહમદાવાદમા ચાર વર્ષ રહ્યા છુ અને મારા વૈદાંના ધંધાને

અંગે મને ગુજરાતના અન્ય સ્થાનોમાં પણ જવું પડતું. મેં ઘણે ઠેકાણે વરવિક્રયના વરઝોળા સાંભળ્યા તથા જોયા છે અને તેથી મને અત્યંત ખેદ થયો છે.

મોરબી આર્યસુબોધ નાટક મંડળીના કવીશ્વર મરહુમ વાઘજી આશારામ ઓઝા ગુજરાતી ભાષાના નાટકકર્તા તરીકે ખરેખર ઘણી સારી બાહોશી ધરાવતા હતા. સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરનારા પ્રેક્ષકો અદ્યાપિ પણ તેમના નામને યાદ કરે છે અને કેટલાક વિદ્વાનો તેમને તે વિષયને માટે શેકસપિયરની ઉપમા આપે છે તે યોગ્યજ છે. મર્હુમ વાઘજીભાઈની પ્રત્યેક સંકળના, ધર્મ તથા નીતિના ઉપદેશની સાથે અનેક પ્રકારના અવશ્યના રસોને પોષનારી તથા ચમત્કારથી ભરપૂર છે એમના ત્રિવિક્રમના ખેલમાં કન્યાવિક્રયનિષેધનો ભાગ ઘણો ચિત્તાકર્ષક અને બોધક છે. શોભાગચંદનો વૃદ્ધ પિતા બીજી વાર ચૌદ પંદર વર્ષનીને પરણ્યો છે અને તે વખતે વ્યંગમા શોભાગચદ પિતાને કેટલુક છાજતુ કહીને ચાલતો થાય છે અને પછી તે ઉપરથી તે વૃદ્ધ જે ઉદ્દગારો કહાડે છે તે ઘણા અસર કરે તેવા છે તે કહે છે કેઃ--

"શોભો કહે છે એમ સાઠે નાઠી તો ખરી!
અમે ઉઠી નાચીએ ને સાવળીંગા વાચીએ!
અમે ચડયા ચાળે ને બાળા ભવ બાળે!
પેલી ફટફટ એના માબાપને, કે પૈસા ખૂબ
લીધા અને અમને લાડા કીધા!
બીજી ફટફટ આ બુઢીઆને, કે જ્યા
હરિ ભજવાનું ટાણુ, ત્યા વહુનુ વાળ્યું આણું!"

ગઝલ–કવ્વાલી.

લઈ પુત્રી તણા પૈસા, જુઓ આ માડવો બાંધ્યો!
કદી એ માડવા નીચે, જઇ નહીં બેસશો બાપુ!
સુતાના લોહીની કીધી, મશાલાદાર મીઠાઇ!
તમે તે ચીજમાથી કઇ! નહીં આરોગશો બાપુ!
જુઓ આ દીકરીની મા, નહિ મા ડાકિની છે એ!
પડે જો જો ન પડછાયો, તમે ત્યા નહિ જશો બાપુ!

જુઓ આ જન્મનો દાતા, ખરેખર કાગ કાં બગલો!
નરકના ગામીની પાસે, ઉભા રહેશો નહીં બાપુ!
વિનય વચનો સુણી એના, તમે કોઇ ઠગાતા ના!
હૃદયમાં લોભ પાળી છે, જશો તો મારશે બાપુ!
સુતાના વેચનારાનો, ભરોસો શો? દરજ્જો શો!
કરી જો વાત એ જોડે, કલંકિત તો થશો બાપુ!

## કન્યાવિક્રય કરનારાઓને અગત્યના પ્રશ્નો.

[ કલ્યાણ–માલકોશ–ઇત્યાદિમાં ચાલશે ]

કેમ કરો કન્યાનો વિક્રય? ટેક.

અધર્મનુ ફળ નથીજ સારૂં, આવે પારાવાર નઠારૂ,
થયો અને હજી થતો જાય છે, તન, મન, ધનનો શિવશિવ! શો લય?
કેમ કરો?
શત્રુ છો કે માતપિતા છો? શ્રેય સુતાનું કેમ ન વાંચ્છો?
લીલુ શ્રીફળ શુ નથી મળતું? કરો પાપનો શાને સંચય?
કેમ કરો?
શરમ ત્યજી જે શકે ન બોલી, શું પાવું તેને વિખ ઘોળી?
આવું ડહાપણ કયાંથી શીખ્યા? જોયો છેવટ શો એમાં જય?
કેમ કરો?
સુખી થયો કવણ કન્યા વેચી? સાર અહો એમાંથી ખેચી,
થઇ સ્વાર્થવશ ભૂલ કરી તો, અટકી જાશે સદ્ય કુલોદય?
કેમ કરો?

હાલમાં કન્યાવિક્રય સરખા ક્રૂર રીવાજની સામે જે જુંબેસ ઉભી થઈ છે તેમાં, અહિંના સ્વર્ગસ્થ પ્રખ્યાત કપોળ શેઠ વરજીવનદાસ માધવદાસના પુત્ર સર જગમોહનદાસ વરજીવનદાસના ધર્મપત્ની લેડી લક્ષ્મીબાઇ સારો ભાગ બજાવે છે. જો આ પ્રમાણે પ્રતિષ્ઠિત કુટુમ્બની સન્નારીઓ આ દુષ્ટ કાર્યના અટકાવ માટે બનતા ઉપાયો યોજવા તૈયાર થાય તો અલબત્ત ઘણું સારૂ પરિણામ આવે એમ હું અંતઃકરણ પૂર્વક માનું છું.

વળી આ શિવાય પણ કન્યાવિક્રય નિષેધને અર્થે મુંબઇમાં ઘણી જોસબંધ ચળવળ ચાલી રહી છે અને એ ચળવળને અંગે "કન્યાવિક્રય નિષેધક સ્વયંસેવક મંડળ" પણ સ્થાપન કરવામાં

આવ્યુ છે આ મંડળનો ઉદ્દેશ એવો રાખવામાં આવ્યો છે કે જે જે જ્ઞાતિમાં કન્યાવિક્રયની હસ્તી હોય તે તે જ્ઞાતિમાંથી તેને નિર્મૂળ કરવા માટે ભાષણો, લેખો, ચર્ચા, વાદવિવાદ તથા તેને લગતા એવાજ બીજા ઉપાયો વડે સતત પ્રયત્ન કર્યાજ કરવો આ મંડળના જાથુના પ્રમુખ મહાશય વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય જે પી. બારીસ્ટર એટલોને નિયત કરવામા આવ્યા છે અને આ મંડળના સેક્રેટરીઓ તરીકે મેસર્સ ત્રિભોવનદાસ પદમસી મહુવાકર બી એ. એલ એલ, બી વૈદ્યકવિ દુર્લભદાસ શ્યામજી ધ્રુવ, ચતુર્ભુજ કરસનદાસ શ્રાફ તથા પ્રભુદાસ લાધાભાઇ મોદીને ચુટી કહાડવામા આવ્યા છે. આ મંડળની પહેલી સભા હીરાબાગમાં તા. ૩ જી એપ્રીલ ૧૯૧૩ ને રોજ રાત્રે, બીજી સભા તા. ૨૭ મી એપ્રીલ ને રોજ રાતના મૂળજી જેઠા કાપડ માર્કેટના હોલમાં અને ત્રીજી સભા તા ૯ મી જુન સવારના આઠ વાગતે ભૂલેશ્વરના મંદિરમાં મળી હતી. આ દરેક સભામા કન્યાવિક્રયના દુષ્ટ રીવાજની સામે ઘણા અસરકારક શબ્દોમા શ્રીમતો તથા વિદ્વાનો તરફથી વિવેચનો થયા હતાં અને સભામા આવેલા દરેકે પોતાના તરફથી તેની સામે અત્યંત તિરસ્કારની લાગણી દર્શાવી હતી. તા ૨૭ મી એપ્રીલને દિને રાતના ભરાયલી સભામા શ્રીકરવીરપીઠના જગદ્‌ગુરૂ શ્રી વિદ્યાભારતી શંકરાચાર્યે તથા ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજની તરફથી આવેલા મહારાજશ્રીના વિદ્વાન્ શાસ્ત્રીજી રમાનાથજીએ કન્યાવિક્રયના સંબંધમા આ પ્રમાણે પોતાના વિચારો દર્શાવ્યા હતા.

પ્રથમ શ્રી શંકરાચાર્ય બોલ્યા કે:—આજની સભામાં હાજર થતા અમોને ભારે ખુશી ઉપજે છે અમારો આચાર્યનો ધર્મ છે કે, આવી સભાઓમા હાજરી આપી લોકોને ઉપદેશ આપવો. માણસ જ્યારથી જન્મે છે ત્યારથી તેને માથે ત્રણ પ્રકારના ઋણ હોય છે અને એ ઋણથી મુકત થયા વગર તે મોક્ષ મેળવી શકતો નથી શ્રુતિ તેમજ મનુસ્મૃતિમા તેમ કહેલું છે. આ ત્રણ ઋણ, દેવ ઋણ, ઋષિ ઋણ અને પિતૃ ઋણ છે. યજ્ઞયાગાદિક કરવાથી દેવઋણ, વેદાધ્યયન કરવાથી ઋષિઋણ અને સારી પ્રજા ઉત્પન્ન કરવાથી પિતૃઋણથી મુક્ત થવાય છે જો ધાર્મિક વિવાહ થાય તોજ સારી પ્રજા ઉત્પન્ન થઈ શકે છે અને તેથી ધર્મવિવાહ

થવા જોઇએ. શાસ્ત્રમા આઠ પ્રકારના વિવાહ કહેલા છે. જેમાં બ્રાહ્મણ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર વગેરે મુખ્ય છે. કન્યા-વિક્રયથી થતા લગ્ન આસુર કહેવાય છે અને તે ધર્મથી વિરૂદ્ધ છે. તે લગ્ન અવૈદિક છે. મનુસ્મૃતિમાં તેનો નિષેધ કરેલો છે. તેવી રીતે પૈસા આપી પરણેલી સ્ત્રીથી કદિ ધાર્મિક ક્રિયાઓ થઇ શકે નહિ. પૈસા આપી લગ્ન કરનાર તથા કન્યાના પૈસા લેનાર બન્ને પતિત થાય છે અને તે માટે મ્હોટું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રોમા છે શ્રુતિ વાકયો કહે છે કે, કન્યાવિક્રય કરવાથી અનેક દોષને પાત્ર થવાય છે ઐહિક અને પારલૌકિક હિતને ખાતર માણસે આવા પ્રકારના આસુર લગ્ન કરવા નહિ જોઇએ. તે લગ્ન નિષેધ છે અને કન્યાવિક્રય કોઇ પણ હિંદુએ કરવો નહિ જોઇએ. જેઓ કરે છે તેઓ રૌરવ નરકમા પડે છે. અમારી આશા છે કે અમારા અનુયાયીઓ કે હિન્દુ ધર્મને માનનારાઓએ કન્યાવિક્રય બિલકુલ કરવો નહિ જોઇએ. આવી આજ્ઞાપત્રિકા અમારા તરફથી બહાર પડી ચૂકી છે. તમો આજે જે કામ ઉઠાવવા બહાર પડયા છો તે માટે તમોને ધન્યવાદ ઘટે છે અને અમારા આશીર્વાદ છે કે તમારો આ કાર્યમા જય થાઓ

## ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજની આજ્ઞા.

ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજના વિદ્વાન્ શાસ્ત્રીજી રમાનાથજી બોલ્યા કે.— સભાપતિ, શ્રીમદ્ શંકરાચાર્ય અને પ્રિય બાંધવવર્ગ, ગોસ્વામીભૂષણ શ્રી ગોકુળનાથજી મહારાજે મને આ સભામાં કન્યાવિક્રય સશાસ્ત્ર છે કે અશાસ્ત્ર છે તેને માટે સંમતિ આપવા મોકલેલ છે અને સાથે પોતાનો આજ્ઞાપત્ર પણ મોકલાવેલ છે. તે પત્ર એ છે કે, તમે સર્વ વૈષ્ણવો જે ધર્મચર્ચા કરવા માટે સંમિલિત થયા છો તે સાભળીને મને ઘણો હર્ષ થાય છે. કન્યાવિક્રય કરવો અથવા કન્યાને બદલે કોઇ રીતે પૈસા લેવા તે અમને તથા અમારા વેદાદિશાસ્ત્રને બિલકુલ સંમત નથી. પ્રિય બાધવ વર્ગો, હવે કન્યાવિક્રયના ઉપર હું મ્હારા પોતાના વિચારો દર્શાવું છું કે જે સમયે મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્રજી અયોધ્યાથી દંડકારણ્યમા પધાર્યા ત્યારે તેનું રૂપ બિલકુલ જુદું જોયું. જયાં નદીનો પ્રવાહ હતો ત્યાં માટીના ઢગલા જોયા. જયા વૃક્ષો ઘણા હતા ત્યાં મેદાન જોયું અને જયા મેદાન હતુ ત્યા ઘણા વૃક્ષો જોયા. એટલો ફેરફાર થયા

છતાં જે પર્વતો હતા તે ત્યાંના ત્યાં હતા માત્ર તેથીજ તે વન દંડકારણ્ય છે એમ માલમ પડતું હતું. એજ દશા આજ ભારતવર્ષની છે. બીજા બધા આપણા આચરણો બદલાઇ ગયાં છે; માત્ર કેટલાક આચારો હજી બાકી છે જેથી આ ભારતવર્ષ છે એમ ખબર પડે છે. પહેલાં વિવાહ સંસ્કારને લઈએ તો એ આપણો સંસ્કાર ધર્મનું મૂળ છે એમ ખબર પડે છે; કારણ કે ગૃહસ્થાશ્રમ ધર્મનો આશ્રય છે. તેનાથી બધા ધર્મોનો નિર્વાહ ચાલે છે અને તેનું મૂળ વિવાહસ્થાન છે જો વિવાહ સંસ્કાર બગડયો તો ધર્મ અને ગૃહસ્થાશ્રમ બન્ને બગડે છે. પૈસા લઇને કન્યા પરણાવવી એ કોઇ શાસ્ત્રમાં કહ્યું નથી. મનુષ્ય માત્ર પોતાના પુત્ર અથવા પુત્રી દ્વારા ફરીથી જન્મ લે છે. જે લોકો પુત્રીનો વિક્રય કરે છે તે લોકો પુત્રીનો વિક્રય કરતા નથી કિંતુ પોતાના આત્માનો વિક્રય કરે છે એમ સમજવું. કન્યાનો વિક્રય કરવો એ લોક અને શાસ્ત્રથી વિરૂદ્ધ છે; તેથી આવા અધમ રીવાજને પોતાના દેશમાથી કહાડી નાંખવો એ ઉત્તમ ધર્મ છે. આપ લોકે જે કાર્ય હાથમાં લીધુ છે તે જોઇને મને ઘણોજ હર્ષ થાય છે અને શ્રી પ્રભુથી એજ પ્રાર્થના કરૂં છું કે તે, આ કાર્યમાં આપ લોકોને કૃતકૃત્ય કરે. ઉદ્યોગ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે માટે ઉદ્યોગ કરતા રહેશો તો એ શ્રી મહાપ્રભુ આપણી ઇચ્છા અવશ્ય પૂર્ણ કરશે.

**शिखरिणी.**

सदा वर्षा सारी, सुखद वसुधामां वरसजो;
सदानंदे वंदी, प्र॰ नियममां सौ विचरजो;
सदा शोभा पामी, परम भजने सावध थजो;
दया विद्या लक्ष्मी, घटघट प्रजामां प्रसरजो.